શ્રી નરચંદ્ર મહારાજ

પ્રણીત

# નરચંદ્ર જૈન જ્યોતિષ

અને

# જ્યોતિષ હીર.



વીર સંવત ૨૪૫૦ વિક્રમ સંવત ૧૯૮૦ના શ્રાવણ શુદ ૧.



પ્રકાશકઃ—

મેસર્સ મેઘજી હીરજી

જૈન બુકસેલર-પાયધુની—મુંબઈ.



કિંમત રૂા. ૩-૦-૦



યોગનિષ્ટ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી
સૂરિશ્વરજી મહારાજ

Krishna Ptg. Press, Bombay 2

# અર્પણ.

જેમનો યોગાભ્યાસ અને જેમની જૈન શાસનભક્તિ

જૈન સમાજના ગૌરવરૂપ ગણાય છે અને જેમણે

વિવિધ વિષયના અનેક ગ્રંથો અને કાવ્યો

લખી જૈન સાહિત્યને દીપાવ્યું

છે એવા શ્રી

યોગનિષ્ઠ જૈનાચાર્ય શ્રી બુદ્ધિસાગરજી

મહારાજના પાદારવિંદમાં આ ગ્રંથ સમર્પિત હો!

પ્રકાશક.

અવશ્ય વાંચો ! અવશ્ય વાંચો !!

શ્રીમદ્ હરિભદ્રસૂરિશ્વર પ્રણીત—

# શ્રી ધર્મબિન્દુ.



ભાષાન્તર કર્ત્તા,

રા. રા. મણિલાલ ન. બી. એ.



મળવાનુ ઠેકાણુ.—
મેઘજી હીરજી બુકસેલર.
પાયધુની મુંબઇ ન. ૩



કિંમત રૂા ૨-૦-૦

# પ્રસ્તાવના.

આ જૈન જ્યોતિષનો ગ્રંથ લગભગ એક દશકા ઉપર મૂળ તથા ભાષાંતર સાથે બહાર પડ્યો હતો. હાલમાં તે દુર્લભ થઇ પડવાથી, કેટલાક સુધારા–વધારા સાથે આજે અમે અમારા જ્યોતિષપ્રિય વાંચનારાઓના કરકમળમાં રજુ કરીએ છીએ.

ગ્રંથના નામ ઉપરથી જ જણાય છે કે તેના કર્ત્તા શ્રી નરચંદ્ર મહારાજ હોવા જોઇએ. તેઓ ક્યારે થયા અને તેમણે આવાં બીજા પુસ્તકો રચ્યાં છે કે નહીં ? તે વિષે કંઇ પ્રકાશ પડતો નથી. છતાં આ એક ગ્રંથમાં જ તેમણે જ્યોતિષની જે અનેકવિધ વાતો ઉતારી છે તે પરથી જણાય છે કે તેમને જ્યોતિષનું ઘણું સારૂં જ્ઞાન હોવું જોઇએ. જૈન ગૃહસ્થો, મુનિવરો અને વિદ્યાર્થીઓને નિત્યના ઉપયોગમાં આવે એવી અસંખ્ય હકીકતો આ ગ્રંથમાં મળી શકે છે. જેઓ જ્યોતિષમાં શ્રદ્ધા ધરાવે છે અને જેઓ દેશકાળ તથા પરિસ્થિતિ પ્રમાણે પ્રવૃત્તિ કરવા ઉત્સુક રહે છે તેમને આ ગ્રંથ ઘણી રીતે ઉપયોગી થઇ પડશે એ નિર્વિવાદ છે.

જ્યોતિષ શાસ્ત્ર, ગણિતાનુયોગનું જ એક અંગ ગણાય છે. ગણિત જેટલું વિજ્ઞાનસંમત છે તેટલુંજ જ્યોતિષશાસ્ત્ર પણ વિજ્ઞાનસંમત

હોવું જોઈએ પરંતુ જ્યોતિષનો અભ્યાસ પાછલા કાળમા લગભગ બંધ થઈ જવાથી કેટલાક સુધરેલા ભાઈઓ જ્યોતિષ તરફ અભાવ બતાવતા થઈ ગયા છે પરંતુ એ ભાઈઓ જો ગ્રહો-ઉપગ્રહોની ગતિ અને સ્થિતિ વિષે જરા વિચાર કરે અને એ ગ્રહ-ઉપગ્રહની આ પૃથ્વી ઉપર શી અસર થાય છે તે તપાસે તો જ્યોતિષશાસ્ત્રની ઉપયોગિતા તેમના મનમા વસ્યા વિના ન રહે એવી અમારી નમ્ર માન્યતા છે આપણે સૌ સારી પેઠે સમજીએ છીએ કે આ જમાનો ધમાલનો-દોડાદોડીનો અગર પ્રચંડ પ્રવૃત્તિનો છે આજે શહેરો તેમજ ગામડાની જનતા પોતાના સામાજિક સુખ અને લક્ષ્મીની તૃષ્ણા પાછળ સ્વામમેર દોડી રહી છે અને આપણે જેમ જેમ વધારે વેગથી દોડીએ છીએ તેમ તેમ સુખ-સગવડ અને શાંતિ વધારે ને વધારે દૂર જતા જાય છે ઝાંઝવાના નીર પાછળ દોડતા મૃગ જેવી જ આપણી સ્થિતિ થઈ પડી છે એમ કહીએ તોપણ ખોટું નથી આવી પરિસ્થિતિમા આપણને જ્યોતિષના વિધિ-વિધાનોનો વિચાર કરવા જેટલો અવકાશ જ શી રીતે મળવે? પણ આપણને અવકાશ ન હોય તેટલાજ કારણસર જ્યોતિષ પ્રત્યે અવમાનના દર્શાવવી એ યોગ્ય ન ગણાય આપણે વિચાર કરવા જોઈએ કે જે વખતે હિંદુસ્થાનના સ્ત્રી-પુરુષો અખંડ સ્નેહ, શાંતિ અને ઓછી ઉપાધિવાળા હતા તે વખતે તેમનો સંસાર કેટલો સુખી હોવો જોઈએ ? એ અવસ્થામા તેઓ પોતાના તમામ કાર્યો નિયમિત રીતે આદરતા અને તેને પૂરા પણ કરતા

તેઓ પોતાના પ્રત્યેક કાર્યમાં ધર્મ, નીતિ અને જ્યોતિષના વિધિ-નિયમને અનુસરતાં. આપણે એ સર્વ વિધિને કાળના અનંત પ્રવાહમાં વહેતા મૂકી દીધા અને તેનું પરિણામ શું આવ્યું એનો સૌને અનુભવ છે.

આ ગ્રંથનું અમે બનતાં સુધી સંશોધન કર્યું છે. તે ઉપરાંત જ્યોતિપ હીર નામનો એક બીજો જૈન જ્યોતિપ ગ્રંથ પણ મૂળ-ભાષાંતર સાથે ઉમેર્યો છે. એ રીતે બે સમર્થ જૈન જ્યોતિષી આચાર્યોની કૃતિઓને એક જ સૂત્રમાં ગુંથી જૈન શ્રાવક, શ્રાવિકા તથા સાધુ, સાધ્વીઓને ઉપયોગી વાંચન પુરૂ પાડવાનો પ્રયત્ન કર્યો છે. અમને આશા છે કે જૈન સમાજ તેનો સમાદર કરી અમને ઉત્તેજન આપશે.

પ્રકાશક.



# અનુક્રમણિકા.

## ઉત્તરાર્દ્ધ.

---

## જ્યોતિષ હીર

# નરચંદ્ર જૈન જ્યોતિષ

## પૂર્વાર્દ્ધ

### તિથિ વિચાર.

તિથિઓ પંદર છે. તે તિથિઓના પાંચ પ્રકાર છે. નંદા, ભદ્રા, જયા, રિક્તા અને પૂર્ણા. તેમાં રિક્તા તિથિ શુભ કાર્ય કરવામાં વર્જવી. બાકીની તિથિઓ પોતપોતાના નામ પ્રમાણે ફળ આપવાવાળી છે. હવે કયે દિવસે, નંદા આદિ પાંચ તિથિઓમાંથી કઈ તિથિ આવે છે તે નીચેના કોષ્ટક ઉપરથી જણાશેઃ—

| | | | |
|---|---|---|---|
| ૧ | ૬ | ૧૧ | નંદા તિથિ |
| ૨ | ૭ | ૧૨ | ભદ્રા તિથિ |
| ૩ | ૮ | ૧૩ | જયા તિથિ |
| ૪ | ૯ | ૧૪ | રિક્તાતિથિ |
| ૫ | ૧૦ | ૧૫ | પૂર્ણા તિથિ |

નંદા તિથિમાં કરેલું કામ આનંદ આપે છે, ભદ્રા તિથિમાં કાર્યનું પરિણામ કલ્યાણકારી નિવડે છે, જયા તિથિમાં હંમેશાં વિજય જ મળે છે અને પૂર્ણા તિથિમાં મનોવાંચ્છિત

સપૂર્ણ થાય છે રિક્તા તિથિનો અર્થ જ એ છે કે તે દિવસે શુભ કાર્યનો પ્રારભ ન કરવો ઠાણાગ સૂત્રમા જ્યાં આગળ ભદ્રાસહિતનો દિવસ પાપકારી કહ્યો છે તે ભદ્રા એટલે વિષ્ટી સમજવી, ભદ્રા તિથિ નહી

## સિદ્ધિયોગ અને મૃત્યુયોગ.

કેટલાક વાર એવા હોય છે કે જે શુભતિથિ સાથે મળવા છતા અનિષ્ટ ગણાય તેનો નિર્ણય નીચેના યત્ર ઉપરથી કરી લેવોઃ—

સિદ્ધિયોગ

| | | | | |
|---|---|---|---|---|
| નદા | ૧ | ૬ | ૧૧ | શુક્ર |
| ભદ્રા | ૨ | ૭ | ૧૨ | બુધ |
| જયા | ૩ | ૮ | ૧૩ | મગળ |
| રિક્તા | ૪ | ૯ | ૧૪ | શનિ |
| પૂર્ણા | ૫ | ૧૦ | ૧૫ | ગુરુ |

મૃત્યુયોગ

| | | | | |
|---|---|---|---|---|
| નદા | ૧ | ૬ | ૧૧ | રવિ, મગળ |
| ભદ્રા | ૨ | ૭ | ૧૨ | સોમ, ગુરુ |
| જયા | ૩ | ૮ | ૧૩ | બુધ |
| રિક્તા | ૪ | ૯ | ૧૪ | શુક્ર |
| પૂર્ણા | ૫ | ૧૦ | ૧૫ | શનિ |

સિદ્ધિયોગમા કરેલા શુભ કાર્ય સિદ્ધિદાયક થાય છે અને મૃત્યુ યોગમા શુભ કાર્યના આરભનો ત્યાગ કરવો

## તજવાયોગ્ય તિથિઓ.

અમાસ, આઠમ, છઠ, બારસ, વધેલી તિથિ તથા સૂર્યને ન દેખે તે તિથિ, રિક્તા તિથિઓ-જેમકે ચોથ, નવમ, ચૌદશ,-ચદ્રદગ્ધા તિથિઓ, સૂર્યદગ્ધા તિથિઓ, ત્રણ દિવસ ભોગવે તેવી તિથિઓ તથા એક વાર ત્રણ તિથિઓને ભોગવે તે દિવસ એ સર્વ શુભ કાર્યમા ત્યજવી કારણ કે જો ઘટેલી

અથવા વધેલી તિથિમાં બાળકોનું પ્રથમ મુંડન થાય તો તેનું મૃત્યુ નીપજે, નવા ઘરમાં પ્રવેશ કરાય તો તે ઘર સાવ શૂન્ય બની જાય તથા નવું હથીયાર બાંધે તેનું મરણ થાય, જાત્રાએ નીકળે તો જાત્રા નિષ્ફળ નીપજે, ખેતી કરે તો તે પણ ભારે પડી જાય, અને વિવાહ કરે તો ઓચિંતું વિઘ્ન નડે એટલા માટે તજવાયોગ્ય તિથિઓમા કોઇ શુભ કાર્યનો આદર ન કરવો.

## સૂર્યદગ્ધા તિથિઓ કઇ ?

ધન રાશી તથા મીન રાશીની સંક્રાંતીમાં બીજ તિથિ દગ્ધા તિથિ ગણાય, વૃષભ રાશી તથા કુંભ રાશીની સંક્રાંતીમાં ચોથને દગ્ધા તિથિ ગણવી. મેષ રાશી તથા કરક રાશીની સંક્રાંતીમાં છઠ્ઠ દગ્ધા તિથિ જાણવી, કન્યા રાશી તથા મિથુન રાશીની સંક્રાંતીમાં આઠમ દગ્ધા તિથિ ગણાય. વૃશ્ચિક રાશી તથા સિંહ રાશીની સંક્રાંતીમાં દશમ દગ્ધા તિથિ ગણવી અને મકર રાશી તથા તુલા રાશીની સંક્રાંતીમાં બારશ દગ્ધા તિથિ જાણવી. એ રીતે બીજ, ચોથ, છઠ્ઠ, આઠમ, દશમ તથા બારશ દગ્ધા તિથિઓ બને છે અને તેનો સઘળા શુભ કાર્યમાં ત્યાગ કરવો.

## ચંદ્રદગ્ધા તિથિઓ કઇ ?

વૃષ રાશી તથા કરક રાશીનો ચંદ્રમાં હોય તો દશમને ચંદ્રદગ્ધા તિથિ જાણવી, ધન રાશી તથા કુંભ રાશીનો ચંદ્રમા હોય તો બીજને ચંદ્રદગ્ધા તિથિ માનવી, વૃશ્ચિક તથા કન્યા રાશીનો ચંદ્રમા હોય તો બારશને દગ્ધા તિથિ જાણવી, મીન તથા મકર રાશીનો ચંદ્રમા હોય તો આઠમ દગ્ધા તિથિ

ગણાય, તુલા તથા સિંહ રાશીનો ચંદ્રમા હોય તો છઠ્ઠ દગ્ધા તિથિ લેખાય, અને મેષ તથા મિથુન રાશીનો ચંદ્રમા હોય તો ચોથ દગ્ધા તિથિ માનવી એ રીતે દશમ, બીજ, બારશ, આઠમ, છઠ્ઠ તથા ચોથ ચંદ્રદગ્ધા તિથિઓ બને છે અને તેનો પણ સર્વે સારા કાર્યોને વિષે પરિહાર કરવો

## હોરા એટલે શું ?

હોરા હમેશા રા ઘડીની હોય છે તે આખા દિવસમાં બાર હોરા ભોગવે છે તેમજ રાત્રીની પણ બાર હોરા જાણવી એ રીતે રાત દિવસની મળીને ૨૪ હોરા થઇ હોરા ચોઘડીયા પ્રમાણે ગણવાની રીત છે દાખલા તરીકે રવિવારની પહેલી હોરા-ઉદ્વેગ અઢી ઘડીની છે, હવે બીજી હોરા શી રીતે જાણવી ? તેનુ સમાધાન આ રીતે —

રવિવારથી છઠ્ઠો વાર કયો આવે ? શુક્રવાર શુક્રવારની પહેલી હોરા ચળ છે, માટે રવિવારની બીજી હોરા ચળ થઇ. તેજ પ્રમાણે શુક્રવારથી છઠ્ઠે વારે જે પેલી હોરા આવે તે રવિવારની ત્રીજી હોરા સમજવી એમ અનુક્રમે રાત દિવસની હોરા ગણી લેવી, ફેર માત્ર એટલો જ કે રાત્રે પાચ પાચ ગણવી નામ સર્વેના ચોઘડીયા પ્રમાણે સમજવા વિશેષમા શુક્રવાર, રવિવાર, મંગળવાર અને શનિવારે એ હોરાઓ આવે તો અશુભ જાણવી, તેથી શુભ કાર્ય કરતી વખતે તેનો ત્યાગ કરવો વિશેષ સ્પષ્ટીકરણ માટે નીચેની ચોઘડીયાની ગણતરી તરફ લક્ષ આપવુ —

# દિવસનાં ચોઘડીયાં.

| રવી. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |
| ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ |
| શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |

## રાત્રિના ચોઘડીયાં.

| રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ |
| ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચળ | કાગ | ઉદ્વેગ | અમૃત |
| કાળ | ઉદ્વગ | અમૃત | ગેગ | લાભ | શુભ | ચળ |
| લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |
| શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | ગેગ | લાભ |

## ચોઘડીયા ગણવાની રીત.

દિવસ અને રાત્રીના આઠ આઠ ચોઘડીયા ઉપલા યંત્રમાં આપ્યા છે. શુભ કાર્યમાં કાળ, ઉદ્વેગ અને રોગ એ ત્રણે વર્જવા, બાકી શુભ, અમૃત, લાભ, ચળ એ શુભ કાર્યમાં લેવા. આ ચોઘડીયા ગણવાની સીધી ને સરળ રીત આ પ્રમાણે છે.

### દોહરો.

રવિ, ઉદ્વેગ, અમૃત શશી, મંગળ રોગ બેહાલ;
બુધ લાભ શુભ ગુરૂ, ભ્રગુ ચળ શનિશ્ચર કાળ.
એણીપેરે એક એક છે, ષટ્ ષટ્ ગણો ખચિત;
દીન ચોઘડીયા દાખવો, રચણી પાંચે રીત.

દાખલા તરીકે રવિવારે પહેલું ઉદ્વેગનું ચોઘડીયું છે. હવે રવિવારનું દિવસનું બીજું ચોઘડીયું કયું ? એ કાઢવું હોય તો રવિવારથી માંડીને છ વાર ગણવા. એમ ગણતાં ગણતાં છઠ્ઠો શુક્રવાર આવે. શુક્રવારનું પહેલું ચોઘડીયું—ચળ—એ રવિવારનું બીજું ચોઘડીયું થયું. વળી પાછા શુક્રવારથી માંડીને છ વાર અનુક્રમે ગણવા. એ રીતે શુક્રવારથી છઠ્ઠો વાર બુધવાર આવ્યો. બુધવારનું પહેલું ચોઘડીયું લાભ તે રવિવારનું ત્રીજું ચોઘડીયું થયું. એ પ્રમાણે આઠે વારના ચોઘડીયા ગણી કઢાય. આ તો દિવસની વાત થઈ. રાતના ચોઘડીયા કાઢવા હોય તો વાર પાંચ ગણવા. જેમકે રવિવારથી પાંચમો ગુરૂવાર આવે. ગુરૂવારનું પહેલું ચોઘડીયું શુભ છે. એ

રવિવારની રાતનું પહેલું ચોઘડીયું થયું તેજ પ્રમાણે બીજુ, ત્રીજુ એમ આઠે ચોઘડીયા સમજી લેવા

## ક્રૂર તથા સૌમ્ય વાર કયા ?

સાત વારમા ત્રણ વાર ક્રૂર અને ચાર વાર સૌમ્ય છે રવિ, મંગળ તથા શનિ એ ત્રણ વાર ક્રૂર વાર ગણાય છે સારા કાર્યમા તે ત્યાજ્ય છે ગુરૂ, બુધ, શુક્ર અને સોમ એ ચાર વાર સૌમ્ય છે અને તેથી તે સારા કામમા લેવા હોરાની ગણત્રી પણ ઉપર બતાવી છે વિશેષ, ચોઘડીયા પ્રમાણે ગણત્રી અને તેના નામ રવિવારની પહેલી હોરા ઉદ્વેગ, સોમવારની અમૃત, મંગળની રોગ, બુધની લાભ, ગુરૂની શુભ, શુક્રની ચળ, શનિની કાળ એ પ્રમાણે અનુક્રમે છઠ્ઠા વારથી ઉપર પ્રમાણે હીસાબ કરી જોવો ચોઘડીયાના ગુણ તેના નામ પરથીજ સ્પષ્ટ છે, એટલે એ વિષે વિસ્તાર કરવાની જરૂર નથી

## વાર વેળા કઇ ?

મેષ, વૃશ્ચિક, કુંભ અને મીન એ રાશીઓની સંક્રાન્તિમા સૂર્યાસ્ત સમે વાર વેળા સમજવી, અને વૃખ, ધન, કર્ક, તુલા સંક્રાંતિમા અર્ધ રાત્રીએ વાર વેળા એમ મિથુન, મકર, સિંહ અને કન્યારાશિની સંક્રાન્તિમા પ્રભાત સમયે વાર વેળા એમ વાર વેળા શુભ કાર્યમા અઢી ઘડી વર્જવી

## વાર દોષ ક્યારે લાગે ?

સાતે વારનો દોષ રાત્રીને વિષે કામકાજ કરતા, જતાઆવતા ન લાગે ખાસ કરીને મંગળ, શનિ, રવિ એ ત્રણ

વારનો રાત્રીએ કોઇપણ પ્રકારનો દોષ નથી કહ્યો. દાખલા તરીકે જેમ કોઈ સ્ત્રી પોતાના આંધળા પતિ પાસે ગમે તેવા પ્રકારના હાવભાવ, ક્રિડા, કટાક્ષ કે રતિવિલાસ કરે તોપણ અંધત્વને લીધે નિષ્ફળ જાય તેજ પ્રકારે રાત્રીને વિષે પાપવાર પોતાનાં પાપફળ આપી શકતાં નથી.

## ક્યા ગ્રહો કેટલો વખત રાશિ ભોગવે ?

રવિ, બુધ અને શુક્ર એ ત્રણ ગ્રહો એક મહિનો એક રાશિ ભોગવે છે. એટલે એ ત્રણે ગ્રહની એક માસની સ્થિતિ સમજવી. મંગળવાર એક રાશિ દોઢ માસ ભોગવે. ગુરૂવાર તેર મહિના એક રાશિ ભોગવે અને શનિશ્ચર અઢી વરસ એક રાશિ ભોગવે. રાહુ તથા કેતુ દોઢ વર્ષ પર્યંત એક રાશિ ભોગવે છે.

## ગ્રહના અતિચાર અને તેનું ફળ.

પોતાની ગતિના પ્રમાણથી અધિક ચાલવું તેને અતિચાર કહે છે. જે ગ્રહ એ રીતે અતિચાર કરે તેને અતિચારી ગ્રહ કહેવામાં આવે છે. અને જે ગ્રહ પોતાની રાશિથી પાછલી રાશિમાં ચાલે તે ગ્રહવક્રી કહેવાય. તે ગ્રહ પોતાની રાશિથી પાછલી રાશિ ઉપર જાય તો તેજ રાશિનું ફળ આપે, પણ બૃહસ્પતિ સિવાયના બધા ગ્રહ ઉપર પ્રમાણે જ ફળ આપે છે.

## ગ્રહવક્રીનું દૃષ્ટાન્ત.

આપણે જે સ્થાને અગ્નિ સળગાવીએ તેજ સ્થાન

અગ્નિ બાળે છે, તેમ જે રાશિ ઉપર ગ્રહવક્રી તથા અતિચારી થઈને જાય તેજ રાશિ ફળ આપે છે

## અતિચારી અને વક્રી ગ્રહનું ફળાફળ.

જે વરસમા ગુરૂ અતિચારી–ઘણી ગતિવાળો થાય અર્થાત્ પાચ–છ થી અધિક ગતિમા ચાલે અને અગીયારથી બાર સુધી વધી જાય તેમજ તે સમયમા શનિ વક્રી થાય તો જગત્મા હાહાકાર મચાવે–એટલે ભય, અનાવૃષ્ટિ, પ્રજાપીડા તથા રાજાઓમા પરસ્પર યુદ્ધ વિગેરે થાય મગળ વક્રી થાય તો વરસાદ ન થાય બુધ વક્રી થાય તો રસકસ મોઘા કરે. ગુરૂ વક્રી થાય તો મનુષ્યમા પીડા થાય શુક્ર વક્રી થાય તો પ્રજાને સુખ આપે શનિ વક્રી થાય તો રોગ ચાલે ગ્રહ વક્રી થાય તો મનુષ્યોને પીડાદાયક થાય એ રીતે ગ્રહ પોતપોતાના વક્રીપણા પ્રમાણે ફળ આપે

## કયા ગ્રહ કેટલા દિવસ વક્રી રહે ?

મગળ તેર દિવસ વક્રી રહે, બુધ તેવીસ દિવસ રહે, બૃહસ્પતિ એકસો તેર દિવસ રહે, શુક્ર તેંતાલીસ દિવસ રહે અને શનિ એકસો ચાલીસ દિવસ રહે

મગળ પદર દિવસ અતિચારી રહે, બુધ દશ દિવસ, બૃહસ્પતિ પીસ્તાલીસ દિવસ, શુક્ર દસ દિવસ અને શનિ છ માસ અતિચારી રહે શનિ, મગળ, બૃહસ્પતિથી રવી પાચમી રાશિનો હોય તો વક્રી વિશેષ કરીને જાણવો નવમી રાશિ ઉપર હોય તો સરળગતિ સમજવો

## કાંણા, આંધળા, દેખતા અને ચીપડા ગ્રહો.

અઠ્ઠાવીશ નક્ષત્રમાં કેટલાક કાણા, ચીપડા, દેખતા અને આંધળા પણ હોય છે. તે નીચે પ્રમાણેઃ—

| | કાણા. | | ચીપડા. | | દેખતા. | | આંધળા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વની | ૮ | ભરણી | ૧૫ | કૃતિકા | ૨૨ | રોહિણી |
| ૨ | મૃગશિર્ષ | ૯ | આર્દ્રા | ૧૬ | પુનર્વસુ | ૨૩ | પુષ્ય |
| ૩ | અશ્લેષા | ૧૦ | મઘા | ૧૭ | પૂર્વાફાલ્ગુણી | ૨૪ | ઉત્તરાફાલ્ગુની |
| ૪ | હસ્ત | ૧૧ | ચિત્રા | ૧૮ | સ્વાતી | ૨૫ | વીશાખા |
| ૫ | અનુરાધા | ૧૨ | જયેષ્ટા | ૧૯ | મૂળ | ૨૬ | પૂર્વાષાઢા |
| ૬ | ઉત્તરાષાઢા | ૧૩ | અભીચ | ૨૦ | શ્રવણ | ૨૭ | ધનીષ્ટા |
| ૭ | શતભીષા | ૧૪ | પૂર્વાભાદ્રપદ | ૨૧ | ઉત્તરાભાદ્રપદ | ૨૮ | રેવતી |

## કાંણા આંધળા નક્ષત્રનો પ્રભાવ.

કાણાં નક્ષત્રમાં જો કોઈ વસ્તુ ગુમ થઈ હોય તો તે દક્ષિણ દિશામાં ગએલી સમજવી અને તે વસ્તુ ત્રણ દિવસમાં પાછી મળી જાય.

ચીપડા નક્ષત્રમાં ગુમ થએલી વસ્તુ પશ્ચિમ દિશામાં હોય અને તે ચોસઠ દિવસની અંદર મળી જવી જોઇએ.

દેખતા નક્ષત્રમાં ગુમ થએલી વસ્તુ ઉત્તર દિશામાં ગઈ જાણવી, તે પાછી મળવી મુશ્કેલ.

આંધળા નક્ષત્રમાં ખોવાએલી વસ્તુ પૂર્વ દિશામાં ગઈ સમજવી અને તે તત્કાળ મળી જાય.

## નક્ષત્રોના તારા, આકૃતિ, સ્વામી તથા પાયા.

જૂદા જૂદા નક્ષત્રોના તારા, તેની આકૃતિ, સ્વામી તથા પાયાના અક્ષર નીચે આપ્યા છે —

| નક્ષત્રના નામ | તારા | આકાર | સ્વામીના નામ | પાયાના અક્ષર |
|---|---|---|---|---|
| (૧) અશ્વનિ | ૩ | ઘોડાના મુખનો | અશ્વ | ચુ, ચે, ચો, લા |
| (૨) ભરણી | ૩ | યોની | યમ | લી, લુ, લે, લો |
| (૩) કૃતિકા | ૬ | ક્ષુર | અગ્નિ | અ, ઈ, ઉ, એ |
| (૪) રોહિણી | ૫ | શકટ | બ્રહ્મા | ઉ, વા, વી, વૂ |
| (૫) મૃગશર | ૩ | હરણના સીંગનો | ચંદ્ર | વે, વો, ક, કિ |
| (૬) આર્દ્રા | ૧ | મણિનો | શિવ | કુ, ઘ, ઙ, છ |
| (૭) પુનર્વસુ | ૪ | ઘર | દૈત્ય | કે, કો, હ, હી |
| (૮) પુષ્ય | ૩ | શર | ગુરૂ | હુ, હે, હો, ડા |
| (૯) અશ્લેષા | ૬ | ચક્ર | સર્પ | ડી, ડુ, ડે, ડો |
| (૧૦) મઘા | ૫ | માળા | પીતર | મા, મી, મુ, મે |
| (૧૧) પૂર્વાફાલ્ગુની | ૨ | શય્યાનો | ભગ | મો, ટા, ટી, ટુ, ટુ |
| (૧૨) ઉતરા ,, | ૨ | પલગ | અર્યમા | ટે, ટો, પ, પી, |

| | | | | |
|---|---|---|---|---|
| (૧૩) હસ્ત | ૫ | હાથ | સૂર્ય | પુ, ષ, ણ, ઠ. |
| (૧૪) ચિત્રા | ૧ | મોતી | ત્વષ્ટા | પે, પો, , ર, રી. |
| (૧૫) સ્વાતી | ૧ | પરવાળા | વાયુ | રૂ, રે, રો, તા. |
| (૧૬) વિશાખા | ૪ | તોરણ | ઇંદ્ર | તિ, તુ, તે, તો. |
| (૧૭) અનુરાધા | ૪ | વળી | અગ્નિ | ન, ની, નુ, ને. |
| (૧૮) જેષ્ઠા | ૩ | કુંડળ | મિત્ર | નો, ય, યિ, યુ. |
| (૧૯) મૂળ | ૧૧ | સીંહ | શુક્ર | જે, જો, ભ, ભી. |
| (૨૦) પૂર્વાષાઢા | ૪ | શય્યા | નીતિ | ભુ, ધ, ફ, ઢ. |
| (૨૧) ઉત્તરાષાઢા | ૪ | હાથીદાંત | જળ | ભે, ભો, જ, જી. |
| (૨૨) અભિચ | ૩ | ગોમુખ | વિશ્વ | જુ, જે, જો, વા. |
| (૨૩) શ્રવણ | ૩ | કાવડ | હરી | ખી, ખુ, ખે, ખો. |
| (૨૪) ધનિષ્ઠા | ૪ | પંખીપીંજર | વસુ | ગ, ગી, ગુ, ગે. |
| (૨૫) શતભીષા | ૧૦૦ | ઝાલર | વરૂણ | ગો, સ, સિ, સુ. |
| (૨૬) પૂર્વાભાદ્રપદ | ૨ | અર્ધપલંગ | અજૈક | સે, સો, દ, દિ. |
| (૨૭) ઉત્તરા ,, | ૨ | ,, | અહિરબુ | દુ, સ, ઝ, ક્ષ. |
| (૨૮) રેવતી | ૩૨ | વહાણ | પુષા | દે, દો, ચ, ચી. |

સમજણઃ—જે નક્ષત્રના પાયાના ચાર ચાર અક્ષર આપવામા આવ્યા છે તેની સમજણ અમે અહી આપીએ છીએ નક્ષત્રના ચાર પાયા એટલે ચાર ભાગ સમજવાના છે. દાખલા તરીકે અશ્વિની નક્ષત્રના ચાર પાયા તે ચાર ભાગ અને તેની ચુ, ચે, ચો, લા એ પ્રમાણે સજ્ઞા બતાવી છે હવે ધારો કે કોઈ માણસનો અશ્વિની નક્ષત્રમા જન્મ થયો હોય તો તે નક્ષત્ર કયા પાયામા રહેલુ છે તેનો નિર્ણય કરવો જો પેલા પાયામા જન્મ થયો હોય તો "ચુ" બીજા પાયામા થયો હોય તો "ચે" ત્રીજા પાયામા થયો હોય તો "ચો" અને ચોથામા થયો હોય તો "લા" સજ્ઞા સમજવી અને તેના નામ પણ અનુક્રમે-એટલે કે પેલા પાયામા થયો હોય તો ચુનીલાલ, બીજામા હોય તો ચેતનદાસ, ત્રીજામા હોય તો ચોથમલ અને ચોથામા હોય તો લાલચદ, લાખાભાઈ વિગેરે ગણવા એ પ્રમાણે અઠ્ઠાવીશે નક્ષત્રના પાયા ઉપરથી નામની સજ્ઞા સમજવી

## અભિચ નક્ષત્ર.

શ્રવણ નક્ષત્રની ચાર ઘડી, ઉત્તરાષાઢા નક્ષત્રનો છેલ્લો પાયો તેની ઘડી સોળ તથા શ્રવણના પેલા પાયાની ચાર ઘડી અભિચ ભોગવે. એ અભિચ નક્ષત્રનો સમય એકાર્ગલતાપાત કરવામા જોવો

## નક્ષત્રોની સંજ્ઞા.

**ચળ સંજ્ઞા**—શ્રવણ, સ્વાતિ, પુનર્વસુ, ધનીષ્ટા અને શતભીષા એ પાંચ નક્ષત્ર ચળ સંજ્ઞાવાળા છે.

**ક્રૂર સંજ્ઞા**—ત્રણ પૂર્વા-પૂર્વા ફાલ્ગુની, પૂર્વાષાઢા અને પૂર્વાભાદ્રપદ, મઘા, ભરણી એ નક્ષત્રોની ક્રૂર અથવા ઉગ્ર સંજ્ઞા લેખાય છે.

**સ્થિર સંજ્ઞા**—રોહિણી, ત્રણ ઉત્તરા-ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુણી, ઉત્તરાભાદ્રપદ એ નક્ષત્રો સ્થિર સંજ્ઞાની કોટીમાં મૂકાય છે.

**દારૂણ સંજ્ઞા**—અશ્લેષા, જ્યેષ્ઠા, મૂળ, અને આર્દ્રા એની દારૂણ સંજ્ઞા.

**ક્ષીપ્ર સંજ્ઞા**—પુષ્પ, અભિચ, હસ્ત તથા અશ્વિની નક્ષત્રોની લઘુ ક્ષીપ્ર સંજ્ઞા સમજવી.

**મૃદુ સંજ્ઞા**—ચિત્રા, અનુરાધા, રેવતી અને મૃગશર એ ચાર નક્ષત્ર મૃદુ અથવા મૈત્રી સંજ્ઞાવાળાં છે.

**સાધારણ સંજ્ઞા**—વિશાખા, કૃતિકા તથા મિશ્રની સાધારણ સંજ્ઞા છે.

**નામ પ્રમાણે ગુણ**—જે નક્ષત્રની સંજ્ઞા બતાવી છે તે સંજ્ઞાના નામ પ્રમાણેજ તેના ગુણ અવધારવા. સંજ્ઞા જાણી વિચારી કામ કરવાથી જરૂર લાભ થવાનો સંભવ છે.

## કયા નક્ષત્રમાં કેવાં કામ આદરવાં ?

ચર તથા લઘુ નક્ષત્રમા જો કોઈ પરદેશ જવાનુ પ્રસ્તાનુ કરે તો શુભ ફળ પામે, ધ્રુવ તથા મૃદુ નક્ષત્રમા શાતિનુ કામ કરે તો સિદ્ધિ પ્રાપ્ત થાય, ઉગ્ર નક્ષત્રમા યુદ્ધનો પ્રારભ થાય તો અતે વિજય મેળવે, તિક્ષ્ણ નક્ષત્રમા ઔષધનો ઉપચાર કરે તો રોગ શાત થાય અને મિશ્ર નક્ષત્ર એકદર રીતે સઘળા કાર્યમા શુભ જ છે

## સત્તાવીશ યોગનાં નામ.

| | | |
|---|---|---|
| (૧) વિષ્કુંભ | (૧૦) ગડ | (૧૯) પરિઘ |
| (૨) પ્રીતિ | (૧૧) વૃદ્ધિ | (૨૦) શિવ |
| (૩) આયુષ્માન | (૧૨) ધ્રુવ | (૨૧) સિદ્ધિ |
| (૪) સૌભાગ્ય | (૧૩) વ્યાઘાત | (૨૨) સાધ્ય |
| (૫) શોભન | (૧૪) હર્ષણ | (૨૩) શુભ |
| (૬) અતિગજ | (૧૫) વજ્ર | (૨૪) શુક્લ |
| (૭) સુકર્મા | (૧૬) સિદ્ધિ | (૨૫) બ્રહ્મા |
| (૮) ધૃતિ | (૧૭) વ્યતિપાત | (૨૬) ઐંદ્ર |
| (૯) શૂળ | (૧૮) વરીયાન | (૨૭) વૈધૃતિ |

**સમજણ:**—પરિઘ યોગની અડધી એટલે ૩૦ ઘડી શુભ કામમા ત્યજવી, વૈધૃત અને વ્યતિપાત સર્વથા વર્જવા વિષ્કુભ યોગની પ્રથમની પાચ ઘડી તજવી શૂલ યોગની સાત ઘડી તજવી, ગડ યોગની તથા અતિગંજ યોગની ૭ ઘડી તજવી વ્યાઘાત યોગની નવ ઘડી તજવી

૨

# રાશીના નક્ષત્ર, પાયા તથા અક્ષરો

| રાશી | નક્ષત્ર | પાયા | નક્ષત્ર | પાયા | નક્ષત્ર | પાયા | અક્ષરો |
|---|---|---|---|---|---|---|---|
| (૧) મેષ | અશ્વિની | ૪ | ભરણી | ૪ | કૃતિકા | ૧ | ચુ, ચો, ચે, લા, લી, લુ, લે, લો, અ. |
| (૨) વૃષભ | કૃતિકા | ૩ | રોહિણી | ૪ | મૃગશિર્ષ | ૨ | ઈ, ઉ, એ, ઓ, વા, વી, વુ, વે, વો. |
| (૩) મિથુન | મૃગશર | ૨ | આર્દ્રા | ૪ | પુનર્વસુ | ૩ | ક, કિ, કુ, ઘ, ઙ, છ, કે, કો, હ. |
| (૪) કર્ક | પુનર્વસુ | ૧ | પુષ્ય | ૪ | અશ્લેષા | ૪ | હિ, હુ, હે, હો, ડ, ડિ, ડુ, ડે, ડો. |
| (૫) સિંહ | મઘા | ૪ | પૂર્વાફાલ્ગુની | ૪ | ઉત્તરાફાલ્ગુની | ૧ | મ, મિ, મુ, મે, મો, ટા, ટિ, ટુ, ટે. |
| (૬) કન્યા | ઉત્તરાફાલ્ગુની | ૩ | હસ્ત | ૪ | ચિત્રા | ૨ | ટો, પ, પિ, પુ, ષ, ણ, ઠ, પે, પો. |
| (૭) તુલા | ચિત્રા | ૨ | સ્વાતિ | ૪ | વિશાખા | ૩ | ર, રિ, રે, રો, રૂ, તા, તી, તુ, તે. |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| (૮) વૃશ્ચિક | વિશાખા | ૧ | અનુરાધા | ૪ | જેષ્ટા | ૪ | તો, ન, ની, નુ, ને, નો, ય, યી, યુ |
| (૯) ધન | મૂળ | ૪ | પૂર્વાષાઢા | ૪ | ઉત્તરાષાઢા | ૧ | યે, યો, ભ, ભિ, ભૂ, ધ, ફ, ઢ, ભે |
| (૧૦) મકર | ઉત્તરાષાઢા | ૩ | શ્રવણ | ૪ | ધનિષ્ટા | ૨ | ભો, જ, જી, જુ, ખા, ખી, ખુ, ગ, ગી |
| (૧૧) કુભ | ધનિષ્ઠા | ૨ | શતભિષા | ૪ | પૂર્વાભાદ્રપદ | ૩ | ગુ, ગે, ગો, સ, સી, સુ, સે, સો, દ. |
| (૧૨) મીન | પૂર્વાભાદ્રપદ | ૧ | ઉત્તરાભાદ્રપદ | ૪ | રેવતી | ૪ | દિ, દુ, શ, ઞ, થ, દે, દો, ચ, ચી. |

**સમજણ:**—અગાઉ નક્ષત્ર, પાયા અને પાયાના અક્ષર વિષે વિવેચન કરી ગયા છીએ તેવીજ રીતે અહીંઆ બાર રાશી સાથે અક્ષરો આપ્યા છે એક રાશી સવા બે દિવસ રહે એટલે સવા બે નક્ષત્ર ભોગવે અને એક એક નક્ષત્રના ચાર ચાર પાયા હોય એ હિસાબે સવા બે દિવસના નવ પાયા થયા તે નવ પાયાના નવ અક્ષર બરાબર તેની સામેજ બતાવ્યા છે એ રીતે નવ અક્ષર પ્રમાણે માણસનુ નામ નક્કી કરવામા આવે તોજ સાચુ નામ પાડયુ ગણાય ચદ્ર તથા બીજા બધા ગ્રહો એજ પ્રમાણે રાશી ભોગવે છે

## બાર પ્રકારનો ચંદ્રમા અને તેના ગુણ દોષ

જન્મસ્થાનનો ચંદ્રમા પહેલો હોય તો પુષ્ટિ કરે, બીજો ચંદ્રમા દુઃખ કરે, ત્રીજો ચંદ્રમા રાજમાં સન્માન અપાવે, ચોથો ક્લેશ કરાવે, પાંચમો ધનનો નાશ કરે, છઠ્ઠો ધનધાન્યનો સમાગમ કરાવે, સાતમો રાજસન્માન અપાવે, આઠમો પ્રાણને કષ્ટ આપે, નવમો કાયાની હાનિ કરે ( કૃષ્ણપક્ષ તથા શુકલપક્ષમાં નવમો સારો લેખાય ). દશમો ચંદ્રમા સિદ્ધિદાયક ગણાય છે, અગીયારમો વિજયશાળી લેખાય, અને બારમો ચંદ્રમા મૃત્યુ કરાવે.

મતલબ કે પહેલો, ત્રીજો, છઠ્ઠો, સાતમો, દશમો અને અગીયારમો સદા શુભ કરે. શુકલ પક્ષમાં બીજો, પાંચમો અને નવમો શુભ જાણવો. પોતાની રાશીમાં રહેલો ચંદ્રમા સારો.

ચોથો, આઠમો, બારમો, કૃષ્ણ પક્ષમાં સારો જાણવો. શુકલપક્ષમાં બીજો, નવમો, અને પાંચમો ભલો.

જેમ માતા પુત્રનું પાલન કરે તેમ ચંદ્રમા રક્ષણ કરે છે. પણ જન્મનો ચંદ્રમા યાત્રા, યુદ્ધ વિવાહ, પ્રથમ મુંડન, ઘરપ્રવેશ એ પાંચ કામોને વિષે વર્જવો. વળી કેટલાક કામોમાં નામરાશી સર્વ ગ્રહોમાં લેવાનું વિધાન છે. જેમકે ખળામાં-ખેતરમાં, ઘરપ્રવેશમાં, ગામતરે જવામાં, વેપારમાં, રાજાની મુલાકાતમાં વિગેરેમાં નામની રાશિને પ્રધાન ગણવી, પણ જન્મરાશી ન જોવી એમ શાસ્ત્ર કહે છે.

વિપરીત વર્તનનુ ફળ—ઉપર કહ્યા પ્રમાણે ન કરવામા આવે અને તેથી વિરૂદ્ધ વર્તન થાય તો તેનુ પરિણામ શું આવે, એ પ્રશ્નના જવાબમા શાસ્ત્રકાર કહે છે કે પ્રથમ ચદ્રમામા મુડન કરાવે તો રોગી થાય, ઘર બધાવે તો ઘર ભગ થાય, જાત્રાએ જાય તો નિષ્ફળ થાય, વિવાહ કરે તો સ્ત્રી વિધવા થાય, અને યુદ્ધમા જાય તો મરણ થાય માટે જન્મનો ચદ્રમા હમેશા શુભ કાર્યોમા વર્જવો એજ હિતકારક છે

## તારાબળ એટલે શું ?

જે નક્ષત્રમા ચદ્ર હોય તે જન્મ નક્ષત્ર કહેવાય, તે નક્ષત્રથી દશમુ નક્ષત્ર કર્મનક્ષત્ર ગણાય અને કર્મનક્ષત્રથી દશમુ આધાન નક્ષત્ર

જન્મ નક્ષત્રથી ત્રણ ત્રણ નક્ષત્રની એક એક નાડી કહેવાય તેમા ત્રીજી, પાચમી અને સાતમી તારા વર્જી બાકીની તારા લેવી

સમજુતી—જન્મ નક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણી તેને નવે ભાગતા જે શેપ રહે તે તારા સમજવી

## નવ તારાનાં નામ.

પ્રથમ શાન્તા, બીજી મનોહર, ત્રીજી ક્રૂર, ચોથી વિજયા, પાચમી કુલોદ્‌ભવા, છઠ્ઠી પદ્મિની, સાતમી રાક્ષસ, આઠમી બાળા અને નવમી આનદા તેમા જન્મની બીજી,

ચોથી, છઠ્ઠી, આઠમી અને નવમી એ છ તારા ભલી એટલે ફળદાયક જાણવી.

નવમી, છઠ્ઠી, અને ચોથી તારા સર્વમાં શ્રેષ્ઠ છે. બીજી, પેલી, અને આઠમી તારા મધ્યમ છે. ત્રીજી, પાંચમી, સાતમી તારા અધમ છે માટે તે ત્યાગ કરવી. કૃષ્ણપક્ષમાં પહેલી, ત્રીજી, પાંચમી અને સાતમી તારા ચાલવામાં શુભ છે. પણ એ તારામાં જો રોગ થાય તો મૃત્યુ પામે. ટુંકામાં તારાનું બળાબળદર્શક યંત્ર નીચે પ્રમાણે:—

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| તારા | મધ્યમ | મધ્યમ | જઘન્ય | ઉત્કૃષ્ટ | જઘન્ય | ઉત્કૃષ્ટ | જઘન્ય | મધ્યમ | ઉત્કૃષ્ટ |
| જન્મ | અશ્વ | ભરણી | કૃતિકા | રોહિ. | મૃગશિ | આર્દ્રા | પુનર્વ. | પૂષ્ય | અશ્લે. |
| કર્મ | મઘા | પૂર્વા૦ | ઉત્તરા | હસ્ત | ચિત્રા | સ્વા. | વિશા. | અનુ. | જયેષ્ઠા |
| આ૦ | મૂલ | પૂર્વા૦ | ઉત્તરા | શ્રવણ | ધનિ | શત | પૂર્વા | ઉત્તરા | રેવતિ |
| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |

## કોનું બળ વધારે ? તારાનું કે ચંદ્રનું ?

કૃષ્ણપક્ષમાં ચંદ્રનો પ્રભાવ કે બળ રહેતાં નથી. માટે તે વખતે તારાના બળાબળ વિષે વિચાર કરવો જરૂરનો છે. કોઈ કહેશે કે કૃષ્ણપક્ષમાં ચંદ્રનું બળ કેમ ચાલતું નથી ? તેના જવાબમાં શાસ્ત્રકાર કહે છે કે કોઈ સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય અથવા તો ગાંડો થઇ ગયો હોય તો સ્ત્રી પોતે ઘરના કામકાજમાં બરાબર ચિત્ત પરોવી ન શકે, તે લગભગ આકૂ-

ળવ્યાકૂળ અને બેભાન જેવી રહેવાની, તેવી જ રીતે કૃષ્ણપક્ષમા ચદ્ર ક્ષીણ કળાને પામતો જતો હોવાથી બરાબર ફળ આપી શકતો નથી તે માટે તારાનુ બળ અબળ જોઈ શુભાશુભનો વિચાર કરવો કારણ કે એવે વખતે તારાનુ બળ જ કામ આવે છે એમ શાસ્ત્રો કહે છે કોઈ આચાર્ય તો એમ પણ કહે છે કે જ્યારે મ્હોટુ વૃક્ષ ઉખડી પડે ત્યારે તેની ઉપરની વેલીઓ પણ જમીનદોસ્ત થઈ જાય, કઇ વેલીઓ એ વૃક્ષને ટકાવી રાખી ન શકે, તેવી જ રીતે ચદ્રમા પોતે જ જો નિર્બળ હોય તો તારાના બળથી શુ વળે ? એ એક પ્રકારનો મતભેદ છે

## વિષ્ટિ વિચાર.

શુકલપક્ષમા ચોથ તથા અગીઆરશે રાત્રીના ભાગમાં વિષ્ટિ જાણવી અને આઠમ તથા પુનમે દિવસના ભાગમા વિષ્ટિ જાણવી કૃષ્ણપક્ષમા ત્રીજ તથા દશમે રાત્રીના ભાગમા વિષ્ટિ, અને સાતમ તથા ચૌદશે દિવસના ભાગમા વિષ્ટિ જાણવી હવે રાત્રીના ભાગની ભદ્રા દિવસે આવે તથા દિવસના ભાગની ભદ્રા રાત્રે આવે તો તે ભદ્રાનો દોષ ન લેખાય એવી વિષ્ટિઓ સર્વ કામમા સિદ્ધિ આપે

### ભદ્રાની ઘડી, સ્થાન અને લાભ-ગેરલાભ

ભદ્રા કહેતા વિષ્ટિ તે મુખે પાચ ઘડી, કઠે બે ઘડી, છાતીએ દશ ઘડી, નાભીમા પાંચ ઘડી, કેડે પાચ ઘડી અને પૂછે ત્રણ ઘડી જાણવી

એટલે કે વિષ્ટિના છ અંગ છે. તેમાં મુખની પાંચ ઘડીમાં કામ આદર્યું હોય તો હાનિ થાય, કંઠની બે ઘડીમાં કામ કરાય તો મૃત્યુ થાય, છાતીની દશ ઘડીમાં આરંભેલું કામ સાવ નિષ્ફળ નીવડે. નાભીની પાંચ ઘડીમાં કામનો પ્રારંભ થાય તો બુદ્ધિનો નાશ થાય, કેડની પાંચ ઘડીમાં કામ કરે તો ક્લેશ થાય અને પૂંછની ત્રણ ઘડીમાં કામ કરે તો સિદ્ધિદાયક નીવડે. એ રીતે ભદ્રાના લાભ તથા ગેરલાભ કહ્યાં છે.

## વિષ્ટિની દિશાઓ અને ફળાફળ.

કૃષ્ણપક્ષની રાત્રીમાં ત્રીજ તિથિએ ભદ્રાનું મુખ અગ્નિ ખુણામાં હોય છે, સાતમે નૈઋત્ય ખુણામાં હોય છે, દશમે વાયવ્ય ખુણામાં હોય અને ચૌદશે ઈશાન ખુણામાં હોય છે. માટે જે દિશામાં ભદ્રાનું મુખ હોય તે દિશા વર્જવી. શુકલપક્ષની ચોથ તિથિએ ભદ્રાનું મુખ દક્ષિણ દિશામાં હોય છે, આઠમે પશ્ચિમ દિશામાં હોય છે, અગીઆરશે ઉત્તર દિશામાં હોય છે અને પૂનમે પૂર્વ દિશાસાં હોય છે. માટે જે દિશામાં ભદ્રાનું મુખ હોય તે દિશામાં પ્રયાણ ન કરવું એમ વિદ્વાન્ પુરૂષો કહી ગયા છે.

દશમે તથા આઠમે પ્રથમની પાંચ ઘડી ઉપરાંત ત્રણ ઘડી ભદ્રાની પૂંછની જાણવી, અગીઆરશે તથા સાતમે પ્રથમ તેર ઘડી ઉપરાંત ત્રણ ઘડી પુંછની જાણવી, ત્રીજ તથા પુનમે પ્રથમની એકવીસ ઘડી ઉપરાંત ત્રણ ઘડી પુંછની જાણવી અને

ચોથ તથા ચોદશે પ્રથમની છવીસ ઘડી ઉપરાત ત્રણ ઘડી પુછની જાણવી

ચોદશ, આઠમ, સાતમ, પુનમ, ચોથ, દશમ, અગીઆરશ, અને ત્રીજ એ તિથિઓમા ભદ્રા લાગે તે સમયે પાંચ ઘડી ભદ્રાનુ મુખ કહ્યું છે તે નિષિદ્ધ સમજવું ભદ્રાની અતની ત્રણ ઘડીમા પુછ આવે તે સારૂ એમ મુહૂર્ત્ત ચિન્તામણિમા કહ્યુ છે

## કઇ ભદ્રા કયાં રહે છે ?

મીન ૧૨, મેષ ૧, વૃષભ ૨, કર્ક ૪, એ પ્રમાણે ચાર રાશીની ભદ્રા સ્વર્ગમા રહે છે મકર ૧૧, તુલા ૭, વૃશ્ચિક ૮, ધન ૯, એ ચાર રાશીની ભદ્રા પાતાળમા રહે છે કન્યા ૬, મિથુન ૭, કુભ, સિહ એ ચાર રાશીની ભદ્રા મૃત્યુલોકમા રહે છે તેમા મૃત્યુલોકની ભદ્રા સર્વથા વર્જવી

## વિષ્ટિના મુખનો વિચાર.

દિવસે વિષ્ટિ પૂર્વમુખી હોય અને રાત્રીએ પશ્ચિમમુખી હોય રાત્રીની ભદ્રા દિવસે આવે અને દિવસની ભદ્રા રાત્રે આવે તે માગલિક ગણાય ભદ્રા ત્રીસ ઘડી ભોગવે છે તેમા આઠ ઘડી સ્વર્ગમા રહે, સોળ ઘડી મૃત્યુલોકમા રહે અને છ ઘડી પાતાળમાં રહે

તેના ફળાફળ—સ્વર્ગમા ભદ્રા હોય તે વખતે કામ કરે તો રાજ મળે, પાતાળમા હોય અને કામ કરે તો ધન

મળે, અને મૃત્યુલોકમાં હોય તેવે વખતે કરે તો દુઃખ
ગવે. એવી રીતે ભદ્રાની ત્રીસ ઘડીનું ફળ વિચારશીલ પુ
ષોએ કહ્યું છે. ભદ્રા બેસતાં પહેલી પાંચ ઘડી તથા મધ્ય
દશ ઘડી અને બાર ઘડી પાછલી તથા ત્રણ ઘડી છેલ્લી એ
તેનું ફળ જાણવું. પ્રથમની પાંચ ઘડી ધનનો નાશ કરે, વ
માનની દશ ઘડી ભય કરે, મધ્યની બાર ઘડી પ્રાણ હરે અ
છેલ્લી ત્રણ ઘડી જય કરે.

## પ્રહરાર્ધ, કુલીક, ઉપકુલિક અને કંટકયોગ.

### કુલીકયોગનું યંત્ર.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | ગ્રહનાં નામ |
| ૧૪ | ૧૨ | ૧૦ | ૮ | ૬ | ૪ | ૨ | દિનકુલિક |
| ૧૩ | ૧૧ | ૯ | ૭ | ૫ | ૩ | ૧ | રાત્રીકુલિક |
| રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સાતવાર |
| ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | કુલિકયોગ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ઉપકુલિકયોગ |
| ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | કંટકયોગ |
| રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સાતવાર |
| ૪ | ૭ | ૨ | ૫ | ૮ | ૩ | ૬ | અર્ધપ્રહરાયો |
| રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | સાતવાર |
| ૮ | ૩ | ૬ | ૧ | ૪ | ૭ | ૨ | કાળવેળા |
| ગુરૂ | ૧૩ | ૮ | ૪ | ૯ | ૧૪ | ૦ | સ્થિવરયોગ |
| શનિ | [illegible] | | | | | | |

**કુલીકયોગ જાણુવાની રીત**—રવિવારે ૨૬ ઘડી દિવસ ગયા પછી બે ઘડીનો કુલિકયોગ જાણુવો, સોમવારે ૨૨ ઘડી દિવસ ગયા પછી બે ઘડીનો કુલિકયોગ મગળવારે ૧૮ ઘડી ગયા પછી, બુધવારે ૧૪ ઘડી ગયા પછી, ગુરૂવારે ૧૦ ગયા પછી અને શુક્રવારે છ ઘડી દિવસ ગયા પછી બે બે ઘડીનો કુલિકયોગ અવધારવો શનિવારે બે ઘડી દિવસ ગયા પછી બે ઘડીનો કુલિકયોગ હોય શુભ કાર્યોને વિષે એ કુલિકયોગ ત્યાગ કરવાનો કહ્યો છે

કુલિક, ઉપકુલિક અને કટક નામના જે યોગ છે તેમા રવિવારથી શનિવાર સુધી કુલિક આવે, રવીવારથી ગુરૂવાર· સુધી ઉપકુલિક આવે અને રવિવારથી મગળવાર સુધી કટક યોગ આવે

**વિશેષ સમજુતી**—રવિવારથી શનિવાર સાતમો થયો માટે સાતમુ મુહુર્ત્ત કુલિક આવે, રવિવારથી ગુરૂવાર પાચમો થયો માટે પાચમુ મુહૂર્ત્ત ઉપકુલિકનુ આવે, રવિવારથી મગળવ ર ત્રીજો થયો માટે ત્રીજુ મુહુર્ત્ત કટકયોગનુ જાણવુ એમ સાતે વાર ગણુતા ત્રણે યોગ વાર પરત્વે આવે. વિશેષ ખુલાસો ઉપરના યત્રમા આપ્યો છે

રવિવારે ચોથા પહોરનો અર્ધો પહોર, સોમવારે સાતમા પહોરનો અર્ધો પહોર, મગળવારે બીજા પહોરનો અર્ધો પહોર બુધવારે પાચમા પહોરનો અર્ધો પહોર, ગુરૂવારે આઠમા પહોરનો અર્ધો પહોર, શુક્રવારે ત્રીજા પહોરનો અર્ધો

પહોર, શનિવારે છઠ્ઠા પહોરનો અર્ધો પહોર શુભ કામમાં હુંમેશા તજવો.

## કાળવેળા

બુધવારનું પહેલું ચોઘડીયું કાળવેળા, શનિવારનું બીજું ચોઘડીયું કાળવેળા, સોમવારનું ત્રીજું ચોઘડીયું કાળવેળા, ગુરૂવારનું ચોથું ચોઘડીયું કાળવેળા, મંગળવારે છઠ્ઠું ચોઘડીયું કાળવેળા, શુક્રવારે સાતમું અને રવિવારે આઠમું ચોઘડીયું કાળવેળાનું ગણાય. એ કાળવેળા પણ શુભ કાર્યને વિષે ત્યજવા યોગ્ય છે.

## સ્થિવર યોગ

તેરશ, આઠમ, ચોથ, નોમ, ચૌદશ વિગેરે તિથિઓમાં જો ગુરૂવાર તથા શનિવાર આવે અથવા કૃતિકા, આર્દ્રા, અશ્લેષા, ઉત્તરાફાલ્ગુની, સ્વાતિ, જ્યેષ્ટા, ઉત્તરાષાઢા, શતભિષા અને રેવતિ વિગેરે નક્ષત્રો (કૃતિકાથી બે નક્ષત્ર મુકીને) આવે તો સ્થિવર યોગ જાણવો. મતલબ કે ઉપર કહી તે તિથિઓને અને ઉપર કહ્યા તે વાર તેમજ ઉપર કહ્યા તે નક્ષત્રોને યોગ થાય તે સ્થિવર યોગ કહેવાય. આ યોગમાં દર્દીઓ જો ઔષધનું સેવન કરે તો રોગ જાય. કુલિકયોગના યંત્રમાં વધુ ખુલાસો ઉપર જોઇ લેવો.

## કર્કયોગ

છઠ ને શનિવાર, સાતમ ને શુક્રવાર, આઠમ ને ગુરૂવાર,

નવમ ને બુધવાર, દશમ ને મગળવાર, અગીયારશ ને સોમવાર અને બારશ ને રવિવાર હોય તો કર્કયોગ જાણવો.

## યમઘટ યોગ

રવિવારે પંદર ઘડી, સોમવારે તેર ઘડી, મગળવારે અઢાર ઘડી, બુધવારે એક ઘડી, ગુરૂવારે સાત ઘડી, શુક્રવારે સાત ઘડી, શનિવારે સાત ઘડી એવી રીતે દિવસે યમઘટની ઘડીઓ હોય છે વળી, રવિવારે મઘા નક્ષત્ર હોય, સોમવારે વિશાખા હોય, મગળવારે આર્દ્રા હોય, બુધવારે મુળ હોય, ગુરૂવારે કૃતિકા હોય, શુક્રવારે રોહિણી હોય અને શનિવારે હસ્ત હોય તોપણ યમઘટયોગ જાણવો આ યમઘટયોગમા જો કોઈ પરદેશ જાય તો અશુભ થાય, લગ્ન કરવામા આવે તો કુળનો ક્ષય થાય, પ્રતિષ્ઠા કરવામા આવે તો પ્રતિષ્ઠા કરનારનુ મૃત્યુ નીપજે અને પુત્ર જન્મે તો તે થોડાજ વખતમા મરણ પામે

## અમૃતસિદ્ધિ યોગ

રવિવારે હસ્ત નક્ષત્ર હોય, ગુરૂવારે પુષ્ય હોય, બુધવારે અનુરાધા હોય, શનિવારે રોહિણી હોય, સોમવારે મૃગશર હોય, શુક્રવારે રેવતી હોય અને મગળવારે અશ્વિની હોય તો અમૃતસિદ્ધિ યોગ જાણવો આ યોગમા આદરેલા બધા કામ સિદ્ધિને પામે

## ઉત્પાત–મૃત્યુ–કાંણ ઇત્યાદિ યોગ

રવિવારે વિશાખા નક્ષત્ર હોય તો ઉત્પાત યોગ, અનુરાધા હોય તો મૃત્યુયોગ, અને જ્યેષ્ઠા હોય તો કાંણયોગ જાણવો. સોમવારે પૂર્વાષાઢાથી ત્રણ નક્ષત્રમાં ક્રમવાર ઉત્પાત, મૃત્યુ તથા કાંણયોગ આવે. મંગળવારે ધનિષ્ટા નક્ષત્રથી ત્રણ નક્ષત્રમાં અનુક્રમે ઉત્પાત, મૃત્યુ તથા કાંણયોગ આવે. બુધવારે રેવતી નક્ષત્રથી ત્રણ નક્ષત્રમાં અનુક્રમે ઉત્પાત, મૃત્યુ તથા કાંણયોગ ગણાય. ગુરૂવારે રોહિણી નક્ષત્રથી અનુક્રમે ત્રણ નક્ષત્રમાં ઉત્પાત, મૃત્યુ તથા કાંણ યોગ જાણવો. શુક્રવારે પુષ્ય નક્ષત્રથી ત્રણ નક્ષત્રમાં અનુક્રમે ઉત્પાત, મૃત્યુ તથા કાંણયોગ રહે, અને શનિવારે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રથી ત્રણ નક્ષત્રમાં અનુક્રમે ઉત્પાત, મૃત્યુ તથા કાંણયોગ આવે. આ યોગમાં કોઈ પ્રકારનું શુભ કાર્ય ન કરવું.

## વજ્રપાત યોગ

હસ્ત, મૂળ, મઘા, રોહિણી, અનુરાધા અને ત્રણ ઉત્તરા વિગેરે નક્ષત્રોમાં જો ક્રમવાર સાતમ, પાંચમ, ચોથ, બીજ, ત્રીજ આવે તો વજ્રપાત યોગ થાય. આ યોગમાં જો કોઇ ગઢ, કિલ્લો, મકાન, મઠ કે મંદિર બંધાવે તો તેની ઉપર પથ્થર વિગેરેનો પ્રહાર થાય. માટે એવાં કામોમાં આ યોગ ત્યજવો.

## વિજય યોગ

વિજય યોગ રોજ આવે છે, તેનો નિર્ણય નીચે પ્રમાણે કરવો. દરરોજ દિવસના ચાર પ્રહર હોય. તેમાં પહેલા બે

પ્રહરની છેલ્લી ઘડી તથા બીજા બે પ્રહરની પહેલી ઘડી, એમ બે ઘડી વિજયોગની હોય છે આ યોગમા આદરેલા બધા કાર્ય સિદ્ધ થાય રાજદ્વાર તેમજ દેવ દરબારમા આ વિજય યોગ સૌએ જરૂર માનવો એમ શાસ્ત્રો કહે છે .

## સવર્ત્તક યોગ

પડવો, ત્રીજ ને બુધવાર હોય, સાતમ ને શનિવાર તથા રવિવાર હોય, છઠ્ઠ ને ગુરૂવાર હોય, બીજ ને શુક્રવાર હોય તો સવર્ત્તક યોગ જાણવો આ યોગ જો ચોમાસાની ઋતુમા થાય તો વરસાદની બહુ સારી આશા રાખવી

## કાળમુખી યોગ

અનુરાધા ને બીજ હોય, ત્રણ ઉત્તરા ( ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા અને ઉત્તરા ભાદ્રપદ ) ને ત્રીજ હોય, મઘા ને પાચમ હોય, હસ્ત અથવા મૂળ ને સાતમ હોય, રોહિણી ને છઠ્ઠ હોય, ચિત્રા અથવા સ્વાતિ ને તેરશ હોય તો તે યોગ મહા અનર્થકારક કહેવાય એ યોગમા કોઈ શુભ કાર્ય આદરવુ નહીં અને છતા આદરે તો છ માસમા મૃત્યુ થાય. ઉત્તરા અથવા મઘા નક્ષત્ર ને પાચમ હોય, કૃત્તિકા ને નવમ હોય, અનુરાધા ને ત્રીજ હોય, આઠમ ને રોહિણી હોય તો કાળ મુખી યોગ જાણવો. આ યોગ પણ સારા કામોને વિષે તજવો.

## પ્રબળ રવિયોગ

સૂર્યના નક્ષત્રથી દિવસના નક્ષત્ર સુધી ગણતા જો દિવસનુ નક્ષત્ર ચોથુ, છઠ્ઠુ, નવમુ, દશમુ અને તેરમુ હોય

તો રવિ યોગ જાણવો. આ યોગ સર્વ કરતાં વિશેષ પ્રબળ છે અને તે યોગમાં આદરેલું કામ સિદ્ધિફળને આપનારૂં છે. રવિયોગને વનમાંના સિંહની ઉપમા આપવામાં આવી છે. જેવી રીતે સિંહ એકલો હોવા છતાં હજારો મદોન્મત-ગાંડા હાથીઓને હરાવે છે, તેમ એક રવિ યોગ શુભ હોય તો બીજા અશુભ યોગોના બળને હણે છે. સૂર્યનાં કીરણ પડવાથી હીમાચળ ઉપરનો બરફ ઓગળીને પાણી થઈ જાય તેમ શુભ રવિ યોગના પ્રતાપે બીજા અશુભ યોગો પણ ગળી નિઃસત્ત્વ બની જાય છે.

## અઠ્ઠાવીશ યોગ જાણવાનો પ્રકાર

રવિવારે અશ્વિની નક્ષત્રથી, સોમવારે મૃગશરથી, મંગળવારે અશ્લેષાથી, બુધવારે હસ્તથી, ગુરૂવારે અનુરાધાથી, શુક્રવારે ઉત્તરાષાઢાથી, શનિવારે શતભિષાથી વર્તમાન દિવસના નક્ષત્ર સુધી ગણતાં જે સંખ્યા આવે તેને અનુક્રમે આનંદ યોગાદિ યોગ અવધારવા. એ યોગનાં ફળ તેનાં નામ પ્રમાણેજ સમજવાનાં છે. અનુક્રમે અઠ્ઠાવીશ યોગનાં નામ નીચે પ્રમાણે છે:—(૧) આનંદ, (૨) કાળદંડ, (૩) પ્રજાપતિ, (૪) શુભ, (૫) સૌમ્ય, (૬) ધ્વાક્ષ, (૭) ધ્વજ, (૮) શ્રી વત્સ, (૯) વજ્રયોગ, (૧૦) મુદ્ગર, (૧૧) છત્રયોગ, (૧૨) મિત્ર. (૧૩) મનોજ્ઞ, (૧૪) કંપ, (૧૫) લુંપક, (૧૬) પ્રવાસ (૧૭) મરણ, (૧૮) વ્યાધિ, (૧૯) સિદ્ધ, (૨૦) શૂલ, (૨૧) અમૃત, (૨૨) મુશલ, (૨૩) ગજ, (૨૪) માતંગ, (૨૫) ક્ષય, (૨૬) ક્ષિપ્ર, (૨૭) સ્થિર, (૨૮) વર્ધમાન. વિશેષ હકીકત નીચેના યંત્રમાં જોઈ લેવી:—

## અઠ્ઠાવીશ યોગનુ યંત્ર.

| અનુક્રમ | ઉપયોગ. | આનંદયોગ | કાલદંડ યોગ | પ્રજાપતિયોગ | ધુમ્રયોગ | સૌમ્યયોગ | ધ્વાંક્ષયોગ | ધ્વજયોગ. | શ્રીવત્સયોગ | વજ્રયોગ. | મુદ્ગરયોગ | છત્રયોગ. | મિત્રયોગ. | માનસયોગ | પદ્મયોગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | રવિ | અ | ભ | કૃ | રો | મૃ | આ | પુ | પુ | અ | મ | પૂ | ઉ | હ | ચિ |
| ૨ | સોમ | મૃ | આ | પુ | પુ | અ | મ | પૂ | ઉ | હ | ચિ | સ્વા | વિ | અ | જે |
| ૩ | મગળ | અ | મ | પૂ | ઉ | હ | ચિ | સ્વા | વિ | અ | જે | મૂ | પૂ | ઉ | અ |
| ૪ | બુધ | હ | ચિ | સ્વા | વિ | અ | જે | મૂ | પૂ | ઉ | અ | શ્ર | ધ | શ | પૂ |
| ૫ | ગુરૂ | અ | જે | મૂ | પૂ | ઉ | અ | શ્ર | ધ | શ | પૂ | ઉ | રે | અ | કૃ |
| ૬ | શુક્ર | ઉ | અ | શ્ર | ધ | શ | પૂ | ઉ | રે | અ | ભ | કૃ | રો | મૃ | આ |
| ૭ | શનિ | શ | પૂ | ઉ | રે | અ | ભ | કૃ | રો | મૃ | આ | પુ | પૂ | અ | મ |

| અનુક્રમ. | ઉપયોગ. | લુંબયોગ. | ઉત્પાતયોગ. | મૃત્યુયોગ. | કાણયોગ. | સિદ્ધયોગ. | શુભયોગ. | અમૃતયોગ. | મુસળયોગ. | ગદયોગ. | માતંગયોગ. | રાક્ષસયોગ. | ચરયોગ. | સ્થિરયોગ. | વર્ધમાનયોગ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | રવિ | સ્વા | વિ | અ | જે | મૂ | પુ | ઉ | અ | શ્ર | ધ | શ | પૂ | ઉ | રે |
| ૨ | સોમ | મૂ | પૂ | ઉ | અ | શ્ર | ધ | શ | પૂ | ઉ | રે | અ | ભ | કૃ | રો |
| ૩ | મંગળ | શ્ર | ધ | શ | પૂ | ઉ | રે | અ | ભ | કૃ | રો | મૃ | આ | પુ | પુ |
| ૪ | બુધ | ઉ | રે | અ | ભ | કૃ | રો | મ | આ | પુ | પુ | અ | મ | પુ | ઉ |
| ૫ | ગુરૂ | રો | મૃ | આ | પુ | પુ | અ | મ | પુ | ઉ | હ | ચિ | સ્વા | વિ | અ |
| ૬ | શુક્ર | પુ | પુ | અ | મ | પૂ | ઉ | હ | ચિ | સ્વા | વિ | અ | જે | મૂ | પૂ |
| ૭ | શનિ | પુ | ઉ | હ | ચિ | સ્વા | વિ | અ | જે | મૂ | પુ | ઉ | અ | શ્ર | ધ |

**યંત્રની ચાવી**—રવિવારની સામે અશ્વિની નક્ષત્રથી બરાબર અઠ્ઠાવીશ નક્ષત્ર માંડવા, સોમવારની સામે મૃગશરથી બરાબર તેટલાજ માંડવા, અને એ રીતે ઉપર જણાવ્યું તેમ બીજા બીજા વારને વિષે પણ સમજી લેવું.

## કુમારયોગ.

નદા તિથિ ૧, ૬, ૧૧, ૫, ૧૦ એ પાચ તિથિઓમા મગળવાર, બુધવાર, સોમવાર, શુક્રવાર તથા અશ્વિની નક્ષત્રથી બબ્બે નક્ષત્ર મૂકીને નક્ષત્ર લેવુ—એટલે કે અશ્વિની, રોહિણી, પુનર્વસુ એ પ્રમાણે ગણુતા ગણુતા તિથિ, વાર અને નક્ષત્ર મળે તો કુમારયોગ જાણુવો. આ યોગ ચોમાસામા આવે તો તે દિવસે સારો વરસાદ થાય એવો સભવ ખરો બગાગ મુનિએ કુમારયોગનુ ઉક્ત ફળ બતાવ્યુ છે કુમારયોગમા દિક્ષા, પ્રતિષ્ઠા, યાત્રા આદિ ધર્મકાર્યો શુભ ફળ આપે છે એ યોગનુ યત્ર નચે પ્રમાણે —

| નિથિતથા વાર | ૧ | ૬ | ૧૧ | ૫ | ૧૦ | મ, | બુ, | સો, | શુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | અશ્વિની | રો | પુ | મ | હ | વિ | મૂ | શ્ર | પૂ ભા |

## ગજયોગ.

પુનમ, ત્રીજ ( ભદ્રા તિથિ ) એટલે ૨, ૭, ૧૨, શુક્ર, મગળ રવિ, બુધ એ વારે ભરણી નક્ષત્રથી બબ્બે નક્ષત્ર મૂકીને નક્ષત્ર મળે તેને રાજયોગ જાણવો આ યોગમા જેનો જન્મ થાય તેને ગજવૈભવ જેટલુ સુખ પ્રાપ્ત થાય રાજયોગનુ યત્ર નીચે પ્રમાણે—

| તિથિ તથા વાર | ૧૫ | ૩ | ૨ | ૭ | ૧૨ | રવિ | મંગળ | બુ. | શુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર. | ભરણી | મૃ. | પુષ્ય | પૂ. ફા. | ચિ | અનુ. | પૂ. ષા. | ધ. | ઉ. ભા. |

## ત્રિગંડાંતયોગ.

ગંડાંત યોગ ત્રણ પ્રકારનો હોય છે. (૧) નક્ષત્ર ગંડાંત (૨) તિથિગંડાંત (૩) લગ્નગંડાંત.

**નક્ષત્ર ગંડાંત**—અશ્વિની નક્ષત્રથી નવમું નક્ષત્ર અશ્લેષા આવે, અશ્લેષાથી નવમું જયેષ્ઠા અને જયેષ્ઠાથી નવમું રેવતી નક્ષત્ર, એ નક્ષત્રોની અંતની બે ઘડી નક્ષત્ર ગંડાંત કહેવાય.

**તિથિ ગંડાંત**—પડવાથી પાંચ પાંચ તિથિ ગણતાં ૫, ૧૦, ૧૫ આવે. તેની અંતની એક એક ઘડી તે તિથિ ગંડાંત કહેવાય.

**લગ્નગંડાંત**—મેષથી ચાર ચાર રાશિ ગણતાં કર્ક, વૃશ્ચિક, મીન એ ત્રણ લગ્નની અંતની અડધી ઘડી લગ્ન ગંડાંત કહેવાય.

અમાસ ને મંગળવારને ચોથો ગંડાંતયોગ પણ કહેવામાં આવે છે.

ગંડાંતમાં જેનો જન્મ થયો હોય તે પુરૂષની પરણેલી સ્ત્રી મરણ પામે. વળી તે વિષપુરૂષ પણ ગણાય. શનિવારે

અશ્લેષા નક્ષત્ર ને બીજ હોય, સાતમ ને મંગળવારે શતભિષા નક્ષત્ર હોય, બારસ ને રવિવારે કૃતિકા નક્ષત્ર હોય અને એ યોગમાં જે પુરૂષનો જન્મ થાય તે વિષપુરૂષ લેખાય મંગળ વાર, શનિવાર, રવીવાર અને ભદ્રા તિથિ ૨, ૭, ૧૨ હોય તેમજ શતભિષા, અશ્લેષા અને કૃતિકાના જોગમાં જન્મ થયો હોય તો તે પણ વિષપુરૂષ કે વિષકન્યા કહેવાય ગંડાંત યોગમાં જેનો જન્મ થયો હોય તે પુરૂષ અથવા સ્ત્રી તેમજ ઘોડા જેવા પશુ પ્રાણીઓ પોતાને ઘેર આવ્યા હોય તો રહેવા પામે નહીં અને કદાચ રહે તો દુખદાયી થઇ પડે ગંડાતયોગમાં જન્મ લેનાર અલ્પાયુષી થાય વધુ જીવે તો માતપિતાને કષ્ટ આપ નાર અથવા કુળનો ક્ષય કરનાર થાય જો કે તે માણસ આગલ જતા ઘણા હાથી–ઘોડા, વૈભવ અને રાજમન્માન ભોગવે

રેવતી નક્ષત્રની છેલ્લી એક ઘડી અને અશ્વિનીની પ્રથમ એક ઘડી તે પણ ગંડાતયોગ કહેવાય અશ્લેષાની છેલ્લી એક ઘડી અને મઘાની પહેલી એક ઘડી તે પણ ગંડાતયોગ કહે વાય જ્યેષ્ઠાની છેલ્લી એક ઘડી અને મૂળની પહેલી એક ઘડી એમ બબ્બે ઘડી ગંડાતયોગની ગણાય રેવતીના ગંડાત યોગમાં જો બાળકનો જન્મ થાય તો માતાપિતાનો નાશ કરે, અશ્લેષા ગંડાતમાં થાય તો મોટા ભાઇનો નાશ થાય, જ્યેષ્ઠા ગંડાતમાં થાય તો પિતાનો નાશ કરે અને ત્રણે ગંડાતમાં થાય તો ધનનો નાશ કરે

## ગંડાંતયોગનું યંત્ર

| | | | | |
|---|---|---|---|---|
| નક્ષત્ર ગંડાંત. | અશ્લેષા. | જ્યેષ્ઠા. | રેવતી. | ૨ ઘડી. |
| તિથિ ગંડાંત. | ૫ | ૧૦ | ૧૫ | ૧ ઘડી. |
| લગ્નગંડાંત. | કર્ક. | વૃશ્ચિક. | મિન. | ૦ાા ઘડી. |

## વાર–નક્ષત્ર વિગેરેનો ગંડાંતયોગ

| | | | |
|---|---|---|---|
| નક્ષત્ર. | અશ્લેષા. | શતભિષા. | કૃતિકા. |
| તિથિ. | ૨ | ૭ | ૧૨ |
| વાર. | શનિ. | મંગળ. | રવિ. |

## નક્ષત્ર પંચક.

ધનિષ્ઠાથી લઈને તે રેવતી નક્ષત્ર સુધી પાંચ નક્ષત્રમાં પંચક ગણાય. પંચકમાં તૃણ કે કાષ્ટનો સંગ્રહ ન કરવો. પલંગ–શય્યા વિગેરે ન કરાવવાં. દક્ષિણ દિશામાં ગમન કરવું નહીં, નવું ઘર બંધાવેલું હોય તે ઢાંકવું નહીં, પ્રેતક્રિયા કરવી નહીં. તેમજ નવું ઘર ચણાવવાનો પણ આદર કરવો નહીં.

ધનિષ્ઠાના બે પાયા જાય એટલે પંચક બેસે, અને તે રેવતીના અંત સુધી રહે એ પંચકમા નહીં કરવા યોગ્ય કામો ઉપર દર્શાવ્યા છે છતા જો કોઇ તેવુ કામ કરે તો તેનુ પરિણામ શાસ્ત્રકાર નીચે પ્રમાણે બતાવે છે—ધનિષ્ઠામા કરે તો ધનનો નાશ થાય, શતભિષામા કરે તો મૃત્યુ થાય, પૂર્વા ભાદ્રપદમા કરે તો રાજા તરફથી ઉપાધિ થાય, ઉત્તરા ભાદ્રપદમા કરે તો જરૂર પ્રાણાતકષ્ટ ભોગવવુ પડે રેવતીમા કરે તો અગ્નિનો ભય થાય માટે એવા કામોમા નક્ષત્ર પંચકનો ત્યાગ કરવો એજ સહિસલામત છે

## ચંદ્રમાની બાર અવસ્થા

ચંદ્રમાની બાર અવસ્થા —( ૧ ) પ્રવાસ અવસ્થા (૨) નષ્ટાવસ્થા, ( ૩ ) મરણાવસ્થા ( ૪ ) જયાવસ્થા ( ૫ ) હાસ્યાવસ્થા ( ૬ ) રતિઅવસ્થા, ( ૭ ) ક્રીડાવસ્થા ( ૮ ) નિદ્રાવસ્થા ( ૯ ) ભુક્તાવસ્થા ( ૧૦ ) જરાવસ્થા ( ૧૧ ) કંપાવસ્થા અને ( ૧૨ ) સુસ્થિતાવસ્થા

**અવસ્થા જાણવાની રીત**—ચંદ્રમા એક રાશિને ૧૩૫ ઘડી ભોગવે છે તેને બારે ભાગતા સવા અગીયાર (૧૧।) ઘડી આવે આ ૧૧। ઘડીની એક અવસ્થા ગણાય એ અવસ્થાઓ પોતપોતાના નામ પ્રમાણે ગુણ-ફળ આપનારી છે વિશેષ ખુલાસો નીચેના યંત્રમા જોઇ લેવો —

## ચંદ્ર અવસ્થાનું યંત્ર

| | | |
|---|---|---|
| સુસ્થિતાવસ્થા. ૧૧ ઘડી ૧૫ પળ (૧૨)<br>કંપાવસ્થા. ૧૧ ઘડી ૧૫ પળ (૧૧) | પ્રવાસાવસ્થા. ૧૧ ઘડી ૧૫ પળ (૧) | નષ્ટાવસ્થા ૧૧ ઘડી ૧૫ પળ (૨)<br>મરણાવસ્થા. ૧૧ ઘડી ૧૫ પળ (૩) |
| જરાવસ્થા. ૧૧ ઘડી ૧૫ પળ (૧૦) | **चंद्र अवस्था यंत्र.** | જયાવસ્થા. ૧૧ ઘડી ૧૫ પળ (૪) |
| ભુક્તાવસ્થા. ૧૧ ઘડી ૧૫ પળ (૯)<br>નિદ્રાવસ્થા. ૧૧ ઘડી ૧૫ પળ (૮) | ક્રિડાવસ્થા. ૧૧ ઘડી ૧૫ પળ (૭) | હાસ્યાવસ્થા. ૧૧ ઘડી ૧૫ પળ (૫)<br>રતિ અવસ્થા. ૧૧ ઘડી ૧૫ પળ (૬) |

## ચંદ્રના ઘરની દિશાઓ

મેષ, સિંહ, તથા ધનરાશિનો ચંદ્રમા હોય તો ચંદ્રમાનું ઘર પૂર્વ દિશામાં જાણવું; વરખ, કન્યા તથા મકર રાશિનો હોય તો દક્ષિણ દિશામાં જાણવું; મિથુન, તુલા તથા કુંભરાશિનો હોય તો પશ્ચિમ દિશામાં જાણવું; અને કર્ક, મીન

તથા વૃશ્ચિક રાશિનો ચંદ્રમા હોય તો તેનું ઘર ઉત્તર દિશામાં જાણવું

## ચંદ્રમાનું ફળાફળ

જો ચંદ્રમાનું ઘર સન્મુખ હોય તો ધનનો લાભ કરે, પાછળ હોય તો ધનની હાનિ કરે, મૃત્યુ પણ ઉપજાવે, ડાબા હાથ ભણી હોય તો ધનનો ક્ષય કરે અને જમણા હાથ તરફ હોય તો સુખસંપત્તિ આપે

## પુષ્કરયોગ, યમલયોગ

ભદ્રા તિથિ–બીજ, સાતમ, બારશ ને અનુક્રમે રવિ, શનિ અને મંગળવાર હોય, તેમજ કૃતિકા, પુનર્વસુ, ઉત્તરાષાઢા તથા પૂર્વાભાદ્રપદ એ ત્રણે એકી દિવસે પડતા હોય તો ત્રિપુષ્કર યોગ કહેવાય —જેમકે

### પુષ્કરયોગ યંત્ર

| રવિ | સોમ | મંગળ | વાર |
|---|---|---|---|
| ૨ | ૭ | ૧૨ | તિથિ |
| કૃ | પુ | ઉત્તરા | પૂર્વાભાદ્ર |

બીજ, રવિવાર અને મઘા નક્ષત્ર હોય, સાતમ, શનિવાર ને ચિત્રા નક્ષત્ર હોય, બારશ, મંગળવાર ને ધનિષ્ઠા નક્ષત્ર હોય તો યમલયોગ જાણવો જેમકે —

## યમલયોગ યંત્ર

| રવિ | શનિ | મંગળ | વાર |
|---|---|---|---|
| ૨ | ૭ | ૧૨ | તિથિ |
| મઘા | ચિત્રા | ધનિષ્ઠા | નક્ષત્ર |

## પંચક, પુષ્કર અને યમલનો પ્રતાપ

પંચકમાં જે કામ કરીએ તે પાંચ વાર કરવું પડે, ત્રિપુષ્કરમાં ત્રણ વાર અને યમલમાં બે વાર કરવું પડે. જો પંચકમાં કયાંઈ જન્મ મરણ થાય તો ત્યાં પાંચ જન્મ અને પાંચ મરણ થાય. ત્રિપુષ્કરમાં ત્રણ વાર અને યમલમાં બે વાર. આભૂષણો વિગેરે પંચકમાં કરવાનાં હોય તો તેની પાંચગણી અનુક્રમે વૃદ્ધિ થાય

## કર્ણ કયારે આવે ?

કૃષ્ણપક્ષની ચૌદશના ઉત્તર દળમાં શકુની કર્ણ આવે, અમાવાસ્યાના પહેલા દળમાં ચતુષ્પદ કર્ણ આવે, બીજા દળમાં નાગ આવે, અને શુકલપક્ષની એકમને દિવસે પહેલા દળમાં કિસ્તુઘ્ન આવે તો એ કર્ણ સ્થિર જાણવા. એકમના પાછલા દળમાં અનુક્રમે લવાદિ કર્ણ આવે.

## કર્ણ ગણવાની રીત

ગયેલી તિથિને બમણી કરી, શુકલપક્ષની પ્રતિપદાને આદિ ગણી તેમાથી એક ઓછો કરવો, સાતે ભાગવો અને શેષ રહે તે કર્ણ જાણવા

## કર્ણનાં નામ.

(૧) બવ (૨) બાલવ (૩) કૌલવ (૪) તૈતલ, (૫) ગીર (૬) વણીજ અને (૭) વિષ્ટિ એ સાત કર્ણ ચર છે. એક એક દિવસમા એવા બબ્બે કર્ણ આવે છે

## કયા કર્ણમાં કયા કામ કરવાં ?

પૌષ્ટિક કર્મ, સ્થિર કર્મ—જેવા કે ગૃહારંભ, વાવ, કુવા, તળાવ ધર્મશાળા વિગેરે આશ્રમો તથા સ્થિર શુભ કર્મો બવકર્ણમા કરવા બાલવકર્ણમા બ્રાહ્મણ-સાધુને પ્રીતિથી દાનપુણ્યાદિ આપવા, કૌલવ કર્ણમા સ્ત્રીની સાથે મૈત્રી જોડવી તથા મિત્રની સાથે પ્રીતિ જોડવી, તૈતલ કર્ણ પણ શુભ કાર્યને માટે ઉત્તમ છે, કોઈની નોકરી ચાકરી કરવી હોય તો તે પણ આ કર્ણમા જ કરવી ગીર કર્ણમા બીજારોપણ કરવું, ખેતી આરંભવી, વણીજ કર્ણમા વ્યાપારાદિ કાર્ય કરવા વિષ્ટી એટલે ભદ્રામા કોઈ પણ કાર્ય સિદ્ધ ન થાય, પણ દુષ્ટ કામમા તે પુષ્ટી આપે છે શકુની કર્ણમા મત્ર તથા ઔષધીનુ સેવન સિદ્ધિદાયક થાય—અર્થાત્ પુષ્ટિ અને શાન્તિ આપે ગાય-બ્રાહ્મણ પ્રત્યે દયાભાવવાળુ કામ કરવામા તેમજ રાજકારભાર

અને પિતૃકાર્યમાં પણ તે શ્રેષ્ઠ ગણાય છે. નાગકર્ણમાં સૌભાગ્યાદિક કાર્યો તથા દારૂણુ કામો આદરવાં ઠીક લેખાય. કીસ્તુઘ્ન કર્ણમાં શુભ, માંગલિક, ગૃહશાંતિ આદિ કાર્યો શ્રેષ્ઠ ગણાય છે. વિશેષ રીત નીચેના યંત્રમાં જોઈ લેવી:—

## શુકલપક્ષના કર્ણનો યંત્ર

| તિથિ | દિવસના | રાત્રીના | તિથિ | દિવસના | રાત્રીના |
|---|---|---|---|---|---|
| ૧ | કીસ્તુ | બવ | ૮ | વિષ્ટિ | બવ |
| ૨ | બાલવ | કૌલવ | ૯ | બાલવ | કોલવ |
| ૩ | તેતલ | ગર | ૧૦ | તેતલ | ગર |
| ૪ | વણીજ | વિષ્ટિ | ૧૧ | વણીજ | વિષ્ટિ |
| ૫ | બવ | બાલવ | ૧૨ | બવ | બાલવ |
| ૬ | કોલવ | તેતલ | ૧૩ | કોલવ | તેતલ |
| ૭ | ગર | વણીજ | ૧૪ | ગર | વણીજ |
| | | | ૧૫ | વિષ્ટિ | બવ |

## કૃષ્ણપક્ષના કર્ણનોં યંત્ર

| તિથિ | દિવસના | રાત્રીના | તિથિ | દિવસના | રાત્રીના |
|---|---|---|---|---|---|
| ૧ | બાલવ | કોલવ | ૬ | ગર | વણીજ |
| ૨ | તેતલ | ગર | ૭ | વિષ્ટિ | બવ |
| ૩ | વણીજ | વિષ્ટિ | ૮ | બાલ | કોલવ |
| ૪ | બંવ | બાલવ | ૯ | તેતલ | ગર |
| ૫ | કોલવ | તેતલ | ૧૦ | વણીજ | વિષ્ટિ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | બવ | બાલવ | ૧૩ | ગર | વણીજ |
| ૧૨ | કૌલવ | તેતલ | ૧૪ | વિષ્ટિ | શકુની |
| | | | ૧૫ | ચતુષ્પદ | નાગ |

## કર્ણના સ્વામી.

શકુનીને સ્વામી કલી, ચતુષ્પદનો સ્વામી વૃષભ, નાગનો સ્વામી સર્પ, કીસ્તુઘ્નનો સ્વામી પવન

બવનો સ્વામી ઇંદ્ર, બાલવનો સ્વામી બ્રહ્મા, કૌલવનો સ્વામી મિત્ર, તૈતલનો સ્વામી આર્ય, ગીરનો સ્વામી પૃથ્વી, વણીજનો સ્વામી શ્રી, અને વિષ્ટિનો સ્વામી યમ કહેવાય છે એમા વિષ્ટિ કર્ણ વિના બાકીના દશ કર્ણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર વસ્તુ આપનાર છે

## સક્રાતિના પ્રકાર અને તેના પરિણામ.

નાગકર્ણ, ચતુષ્પદ તથા તેતલ એ ત્રણ કર્ણમા સક્રાતિ બેસે તો સુતી, ગર, વિષ્ટિ, વણીજ, બાલવ, બવ, એ પાચ કર્ણમા બેસે તો બેઠી, કીસ્તુ, શકુની અને કોલવ એ ત્રણ કર્ણમા બેસે તો ઉભી જાણવી તેનુ ફળ નીચે પ્રમાણે —

સુતી સક્રાતિ માઠા ફળને આપનારી છે બેઠી મધ્યમ છે અને ઉભી શ્રેષ્ઠ છે ઉભી સક્રાતિ સુકાળ સૂચવે, બેઠી મધ્યમ ફળ દર્શાવે અને સુતી સક્રાતિ વરસાદ ઘણો આપે, પણ મોઘવારી તથા ચોરનો ભય પેદા કરે

# સંક્રાતિની સંજ્ઞા–વાહન–વસ્ત્ર વિગેરેનું યંત્ર

કરણ. સ્વામી. સંજ્ઞા. વાહન. વસ્ત્ર. શસ્ત્ર. ભોજન. લેપન. જાતી. પુષ્પ. વય. અવસ્થા.

૧ બવ. કલી. બેઠી. સિંહ, શ્વે. ભુશુંડી. અન્ન. કસ્તુરી. દેવતા. નાગ–શિશુ. પંથા

કેસર.

૨ બાલવ. વૃષભ. બેઠી. વ્યાઘ્ર. પીત. ગદા. પાયસ. કંકુ. ભૂત. જાતી. કુમાર ભોગ.

૩ કૌલવ. સર્પ. ઉભી. વરાહ. નીલ. ખડ્ગ. ભીક્ષા. ચંદન. સર્પ. બકુલ. ગતાલકા. રતિ.

અશોક.

૪ તૈતલ. વાયુ. સુતી. ગર્દભ. ગુલાબી. લાકડી. પકવાન. માટી. પક્ષી. કેતકી. યૂવા. હાસ્ય.

૫ ગર. ઇંદ્ર. બેઠી. હાથી. લાલ. ધનુષ્ય. દુધ. ગોરૂચંદન. પશુ. બીલ્વ. પ્રૌઢ. દુર્મુખી.

૬ વણીજ. બ્રહ્મા. ,, મહીષ. કૃષ્ણ. બાણ. દહીં. હળદર. મરઘ. આક. પ્રગલ્ભા. જ્વરા.

૭ વિષ્ટિ. મિત્ર. ,, ઘોડા. શ્યામ. મુદ્ગર. ખીચડી. જવ–બ્રાહ્મણ. દૂર્વા. વૃદ્ધ. ભુક્તા.

ખાર

૮ શકુની. આર્ય. ઉભી. કુત્તા. ચિત્ર. કુંત. ગોળ. બીડાલમદ. ક્ષત્રી. કમળ. વંધ્યા. કંપા.

૯ કીસ્તુઘ્ન. પૃથ્વી. ઉભી. મેંઢો. કંબળ. પાસ. મધ્વન્ન. સુર્મો. વૈશ્ય. વેલા. વંધ્યા. ધ્યાન.

૧૦ નાગ. શ્રી. સુતી. બળદ. નંગા. અંકુશ. ઘી. અગુરૂ. શુદ્ર ગુલાબ. સુતાર્થિની. કર્કશ.

૧૧ ચતુષ્પદ. યમ, સુતી. મરઘ. વાદળી. બાણ. સાકર. કપૂર. શંકર. ઓડૂ. પરિવ્રાજીકા, વૃદ્ધા.

## સંક્રાંતિ કેટલા મુહૂર્ત્તની ?

અશ્લેષા, સ્વાતી, જ્યેષ્ઠા, આર્દ્રા, શતભિષા નક્ષત્રોમા સંક્રાતિ બેસે તો તે ૧૫ મુહૂર્ત્તી જાણવી, ત્રણ ઉત્તરા, વિશાખા, અને પુનર્વસુમા બેસે તો ૪૫ મુહૂર્ત્તની સમજવી વળી અશ્લેષા, આર્દ્રા, ભરણી, સ્વાતિ, જ્યેષ્ઠા, શતભીષા એ નક્ષત્રોમા ૧૫ મુહૂર્ત્તા સંક્રાતિ જાણવી બાકીના નક્ષત્રોમા ૩૦ મુહૂર્ત્તી જાણવી તે ત્રીસ મુહૂર્ત્તીના નક્ષત્ર આ પ્રમાણે — ત્રણ પૂર્વા, હસ્ત, મઘા, ધનિષ્ઠા, મૂળ, અનુરાધા, મૃગશર કૃતિકા, ચિત્રા, અશ્વિની, રેવતી, શ્રવણ, પુષ્ય વિશેષ ખુલાસો નીચેના યંત્રમા જોઈ લેવો

## સંક્રાંતિ મુહૂર્ત્ત યંત્ર

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| અશ્લેષા | સ્વાતિ | જયેષ્ઠા | આર્દ્રા | શત | ભરણી | ૧૫ | મુહૂર્ત્ત |
| ઉત્તરા ફા | ઉત્તરા ફા | ઉ ભા | રોહિ | વિશા | પુન | ૪૫ | મુહૂર્ત્ત |
| પૂર્વા ફા | પૂ ષા | પૃ ભા | હસ્ત | મઘા | ધનિ | મૂલ | ૩૦ |
| અનુ | મૃગ | કૃતિકા | ચિત્રા | અશ્વિ | રેવ | શ્રવ પુષ્ય | ૩૦ મુહૂર્ત્ત |

## સંક્રાંતિના પરિણામ.

શીયાળાની ઋતુમા એટલે કે કાર્ત્તિક, માગશર, પોષ અને માઘ એ ચાર માસમા સુતેલી સંક્રાતિ બેસે તો અના-

દિની સોંઘવારી થાય, ચોમાસાની ઋતુમાં એટલે કે અષાઢ, શ્રાવણ, ભાદ્રપદ, આસો એ ચાર માસમાં બેઠે કર્ણે સંક્રાંતિ બેસે તો વરસાદ સારો થાય. અને ઉનાળામાં એટલે કે ફાગણ, ચૈત્ર, વૈશાખ, અને જેઠ એ ચાર માસમાં ઉભે કર્ણે સંક્રાંતિ બેસે તો શુભ ફળ આપે—લોકમાં સુખાકારી સારી રહે. ઉપરની સંક્રાંતિ જે માસમાં અનુકૂળ બેસે તેજ માસ સારો સમજવો.

## સંક્રાંતિના વાર અને તેનું ફળ.

પાછલા માસની સંક્રાંતિ જે વારે બેઠી હોય ત્યાંથી ગણતાં ચાલુ સંક્રાંતિ જેટલા વારે બેસે તે ઉપર તેના શુભાશુભપણાનો આધાર રહે છે. દાખલા તરીકે ચાલતી સંક્રાંત બુધવારે બેઠી અને તેના પહેલા માસની સંક્રાંતિ રવિવારે બેઠી હતી તો રવિવારથી ગણતાં ચોથો બુધવાર આવ્યો. માટે ચોથે વારે બેઠી એમ સમજવું. હવે ચાલુ સંક્રાંતિ પાંચમા વારે એટલે ગુરૂવારે બેસે તો જગતમાં દુષ્કાળનો ત્રાસ થાય, મનુષ્યોને ભીક્ષા માગતાં છતાં પણ અન્ન મળવું મુશ્કેલ થઈ પડે. બીજે ત્રીજે વારે સંક્રાંતિ બેસે તો તે માસમાં રસાદિક પદાર્થો મોંઘાં થાય. પાંચમે વારે બેસે તો ધાન્ય મોંઘું થાય. દૈવયોગે જો છઠ્ઠે વારે બેસે તો માઠું ફળ આપે. અર્થાત્ પૃથ્વી ઉપર ભય થાય અને મનુષ્યો પોતાની જન્મભૂમિ છોડી દેશાંતરે ચાલી નીકળે. જે વારે સંક્રાંતિ બેસે તે વારે અમાવાસ્યા હોય તો તે માસમાં મહાયુદ્ધનો પ્રસંગ ઉભો થાય, દુષ્કાળાદિ

ભય ઉપજે અને સાથે મહામારી આદિ રોગોનો ઉપદ્રવ પણ મનુષ્યોને ત્રાસ આપે

## સંવત્સરના વશા કેટલા.

કર્ક સંક્રાંતિ સોમવારી બેસે તો વીશ વસાનું વર્ષ જાણવું અને તે સારૂં ગણાય કર્ક સંક્રાંતિ રવિવારી બેસે તો દશ વશાનું વર્ષ જાણવું અને તે મધ્યમ લેખાય મંગળવારે બેસે તો આઠ વશાનું વર્ષ અને તે પણ મધ્યમ બુધવારે બેસે તો બાર વશાનું વર્ષ અને તે સાધારણ ગુરૂવારે તથા શુક્રવારે બેસે તો અઢાર વશાનું અને તે મ રૂ શનિવારે બેસે તો હળાહળ કાળ સમજવો

## પરદેશગમનનું પ્રસ્થાનું.

પરદેશ જવા માટે પ્રસ્થાનું મુકવું હોય તો પોતાના ઘરથી દશ ધનુષ્ય એટલે કે ચાલીશ હાથ દૂર મૂકી આવવું વધારેમા વધારે દૂર ૫૦૦ ધનુષ્યની અંદર મૂકવું આમ કરવાથી કાર્યની સિદ્ધિ જરૂર થાય આ પ્રસ્થાનું કેટલા દિવસ સુધી કામ આવે ? છત્રપતિ રાજાનું પ્રસ્થાનું દશ દિવસ સુધી ઠામમા આવી શકે સામાન્ય રાજાને સાત દિવસ સુધી અને બીજા સર્વ લોકોને માટે પાચ દિવસ સુધી રહી શકે કેટલાક આચાર્યોનો એવો પણ મત છે કે પાચસો ધનુ'ય જેટલું દૂર પ્રસ્થાનું મૂકાય તો તે ઉત્તમ, સો ધનુષ્ય મુકાય તો મધ્યમ અને પચાસ ધનુષ્ય સધારણ હુકાસ્મા તેનું યંત્ર નીચે આપ્યું છે।

## પરદેશગમન પ્રસ્થાનયંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૧૦ ધનુષ્ય ઉપરાંત | ૫૦૦ ધનુષ્યની અંદર | ૧૦ દિવસ | છત્રપતિ રાજા |
| ૧૦ ધનુષ્ય ઉપરાંત | ૫૦૦ ધનુષ્યની અંદર | ૭ દિવસ | માંડલિક રાજા |
| ૧૦ ધનુષ્ય ઉપરાંત | ૫૦૦ ધનુષ્યની અંદર | ૫ દિવસ | સામાન્ય પ્રજા |

## પરદેશગમન અને નક્ષત્રો.

અશ્વિની, પુષ્ય, રેવતી, મૃગશર, મૂળ, પુનર્વસુ, હસ્ત, જયેષ્ઠા, અનુરાધા વિગેરે નક્ષત્રોમાં પરદેશગમન કરવું સારૂં છે.

વિશાખા, ત્રણ ઉત્તરા, આર્દ્રા, ભરણી, મઘા, અશ્લેષા અને કૃત્તિકા નક્ષત્રમાં પરદેશગમન કરવું અને મ્હોત વ્હોરી લેવું બરાબર છે.

રોહિણી, ત્રણ પૂર્વા, સ્વાતિ, ચિત્રા, શતભિષા, શ્રવણ અને ધનિષ્ઠા આદિ નક્ષત્રો ગામતરે જવામાં મધ્યમ ફળ આપનારાં છે.

## કયા નક્ષત્રમાં કયારે ન ચાલવું ?

ત્રણ ઉત્તરા, રોહિણી, વિશાખા, કૃત્તિકા એ નક્ષત્રોમાં ગામતરે જવું હોય તો સવારથી મધ્યાન્હ સુધી ન ચાલવું.

મઘા, ત્રણ પૂર્વા, ભરણી વિગેરે નક્ષત્રોમા મધ્યાન્હ વેળાએ ન ચાલવુ પુષ્ય, હસ્ત, અશ્વિનિ, અભિજીત વિગેરે નક્ષત્રોમા પાછલે પહોરે ન ચાલવુ ચિત્રા, અનુરાધા, રેવતી, મૃગશર એ નક્ષત્રોમા સધ્યા સમયે ન ચાલવુ અશ્લેષા, જ્યેષ્ઠા, આર્દ્રા, મૂળ ઇત્યાદિ નક્ષત્રોમા મધ્યરાત્રીએ ન ચાલવુ સ્વાતિ પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, વિગેરે નક્ષત્રોમા પરોઢીએ ન ચાલવુ પરદેશ જવામા સોમ, બુધ, ગુરૂ અને શુક્ર સારા છે, બાકી મગળ, શનિ અને રવિ એ વર્જવા અને ખાસ કરીને પરોઢીએ તો જરૂર વર્જવા ટુકામા —

રે. ઉ ઉ ઉ વિ કૃ.... સવારથી મધ્યાન્હસુધી ન ચાલવુ
મ પૂ પૂ પૂ ભ.... બપોરે ન ચાલવુ
પુષ્ય હ અશ્વ અભિ પાછલે પહોરે ન ચાલવુ.
ચિ અનુ રેવ મૃગ સધ્યા સમયે ન ચાલવુ
અશ્લે જ્યે આર્દ્રા મૂલ... મધ્ય રાત્રિએ ન ચાલવુ
સ્વા પુન શ્ર ધનિ શત . પરોઢીએ ન ચાલવું.

## પરિઘયોગ શી રીતે જાણવો ?

પૂર્વ દિશા આદિ લઇને નામપૂર્વક કૃત્તિકા નક્ષત્રથી સાત સાત નક્ષત્રો દિશાઓમા મુકવા અને પરિઘયોગ માસમા જે નક્ષત્ર ઉપર પરિઘયોગ હોય તે પરિઘયોગ ઉલ્લઘન કરી તે દિશામ કોઇ જાય તો તેનુ પરિણામ સારૂ ન આવે એ દિશા તો દેવો, દૈત્યો અને મનુષ્યોને પણ વર્જવાની કહી છે પરિઘયોગનુ ચક્ર નીચે પ્રમાણે છે —

## પરિઘયોગ યંત્ર




## પ્રયાણના શુભ મુહૂર્ત

ચારે દિશામાં પ્રયાણ કરવાના સારાં નક્ષત્રો આ પ્રમાણે છે:—૧ હસ્ત ૨ શ્રવણ ૩ રેવતી ૪ મૃગશીર્ષ અને ૫ પુષ્ય. આ નક્ષત્રોમાં કરેલું પ્રયાણ સિદ્ધિદાયક થાય.

## દિશાશૂળ

ગુરૂવારે દક્ષીણ દિશામાં દિશાશૂળ હોય માટે તે દિવસે તે દિશામાં ન જવું, શનિવારે તથા સોમવારે પૂર્વ દિશામાં દિશાશૂલ હોય માટે તે દિવસે તે દિશામાં ન જવું. શુક્રવારે અને રવિવારે પશ્ચિમ દિશામાં દિશાશૂળ હોય, બુધવારે તથા મંગળવારે ઉત્તર દિશામાં દિશાશૂળ હોય માટે તે તે દિવસોમાં તે દિશામાં જવું નિષિદ્ધ છે.

## દિશાશૂળનુ યંત્ર

| | | |
|---|---|---|
| | પૂર્વ દિશા ( શનિ, સોમ ) | |
| ઉત્તર દિશા (બુધ, મગળ) | શ્રી દિશાશૂળ યત્ર | દક્ષિણ દિશા ( ગુરૂ ) |
| | પશ્ચિમ દિશા ( શુક્ર, રવિ ) | |

## દિશાશૂળનુ નિવારણ શી રીતે ?

છતા જો દિશાશૂળવાળી દિશામાજ જરૂરી કામ માટે જવું પડે તો શુ કરવુ ? એ પ્રશ્નના જવાબમાં જણાવવાનુ કે —

રવિવારે તાબુલ ખાઇને ચાલવુ
સોમવારે દર્પણમા મુખ જોઇને ચાલવુ
મગળવારે ધાણા ખાઇને ચાલવુ
બુધવારે ગોળ ખાઇને ચાલવુ
ગુરૂવારે દહી ખાઇને ચાલવુ
શુક્રવારે રાઇ ખાઇને ચાલવુ
શનિવારે વાવડીગ ખાઇને ચાલવુ

એમ કરવાથી એક શકુન સધાય છે અને દિશાશૂળનો દોષ લાગતો નથી

## ૧વદિશાના દિશાશૂળ

મગળવારે વાયવ્ય ખુણામા દિશાશૂળ હોય, બુધવારે,

શનિવારે ઇશાન ખુણામાં હોય; શુક્રવારે અને રવિવારે નૈઋત્ય ખુણામાં હોય; ગુરૂવારે ને સોમવારે અગ્નિખૂણામાં હોય. એ રીતે વિદિશાના દિશાશૂળ જાણવાં.

## તેના નિવારણનો ઉપાય

જરૂરી કામના પ્રસંગે એ દિશાશૂળની સામે થઇને જવું પડે તો નીચેનો વિધિ ઉપયોગમાં લેવો:—

રવિવારે સુખડનું તીલક કરીને ચાલવું
સોમવારે દહીંનું તીલક કરીને ચાલવું
મંગળવારે માટીનું તીલક કરીને ચાલવું
બુધવારે ઘીનું તીલક કરીને ચાલવું
ગુરૂવારે લોટનું તીલક કરીને ચાલવું
શુક્રવારે તેલ ખાઇને ચાલવું
શનિવારે ખોળ ખાઇને ચાલવું.

## નક્ષત્રોના દિશાશૂળ

પૂર્વાષાઢા નક્ષત્રમાં પૂર્વ દિશાએ ન જવું, શ્રવણ, ધનિષ્ઠા અને વિશાખા નક્ષત્રમાં દક્ષિણ દિશાએ ન જવું; પુષ્ય અને મૂળ એ બે નક્ષત્રમાં પશ્ચિમ દિશાએ ન જવું, હસ્ત નક્ષત્રમાં ઉત્તર દિશાએ ન જવું. ખાસ કરીને નીચેના ચાર નક્ષત્રો ચાર દિશાએ જરૂર વર્જવા:—

હસ્ત નક્ષત્રમાં ઉત્તર દિશાએ ન જવું, ચિત્રા નક્ષત્રમાં દક્ષિણ દિશાએ ન જવું, રોહિણી નક્ષત્રમાં પૂર્વ દિશાએ ન

જવુ, શ્રવણુ નક્ષત્રમા પશ્ચિમ દિશાએ ન જવુ જો જાય તો બ્રહ્મા કે ઇંદ્ર પણુ તેને મ્હોતથી બચાવી શકે નહીં

વળી જ્યેષ્ઠામા પૂર્વદિશાએ ન જવુ, પૂર્વાભાદ્રપદમાં દક્ષિણુ દિશાએ ન જવુ, રોહિણીમા પશ્ચિમ દિશાએ ન જવુ, પૂર્વા ફાલ્ગુણીમા ઉત્તર દિશાએ ન જવુ છતા જો કોઇ જાય તો ત્યાથી પાછો ન આવે, એમ કેટલાક જ્યોતિષી આચાર્યો કહી ગયા છે

## યોગિનીની દિશાઓ

પડવે ને નવમે પૂર્વ દિશામા યોગિનીનુ ઘર જાણુવુ, ત્રીજ અને અગીઆરશે અગ્નીખુણામા યોગિનીનુ ઘર જાણુવુ, પાચમ અને તેરશે દક્ષિણુ દિશામા યોગિનીનુ ઘર જાણુવુ, ચોથ અને બારશે નૈઋત્ય ખુણામા યોગિનીનુ ઘર જાણુવુ, છઠ્ઠ અને ચૌદશે પશ્ચિમ દિશામા યોગિનીનુ ઘર જાણુવુ, સાતમ અને પૂનમે વાયવ્ય ખુણામા યોગિનીનુ ઘર જાણુવુ, બીજ અને દશમે ઉત્તર દિશામા યોગિનીનુ ઘર જાણુવુ આઠમ અને અમાસે ઈશાન ખૂણામા યોગિનીનુ ઘર જાણુવુ

## યોગિનીઓનાં નામ તથા વાહન

| દિશા | યોગિનીનુ નામ | વાહન |
|---|---|---|
| પૂર્વદિશામા | બ્રહ્માણી યોગિની | ધ્વજ |
| પશ્ચિમ દિશામા | મહેશ્વરી યોગિની | ધર્મ |
| અગ્નિખુણામા | કુબેરી યોગિની | સિંહ |

| | | |
|---|---|---|
| નૈઋત્ય ખૂણામાં | નારાયણી યોગિની | શ્વાન |
| દક્ષિણ દિશામાં | વારાહી યોગિની | વૃષભ |
| ઉત્તર દિશામાં | ઇંદ્રાણી યોગિની | ખર |
| વાયવ્ય ખૂણામાં | ચામુંડા યોગિની | હાથી |
| ઇશાન ખૂણામાં | મહાલક્ષ્મી યોગિની | ધ્વાંક્ષ |

## યોગિનીનું ફળ

ડાબી યોગિની સુખ આપવાવાળી છે, પાછલની યોગિની મનોવાંછિત કાર્ય સિદ્ધ કરનારી છે, જમણી યોગિની ધનનો નાશ કરવાવાળી છે, અને સન્મુખી યોગિની મરણાંત કષ્ટ આપનારી છે.

## નવગ્રહનાં વાહનો વિગેરે

નવગ્રહનાં વાહનો અનુક્રમે નીચે પ્રમાણે જાણવાં :—
( ૧ ) ખર, ( ૨ ) ઘોડો ( ૩ ) હાથી, ( ૪ ) બોકડો, ( ૫ ) શિયાળ ( ૬ ) સિંહ, ( ૭ ) કાગડો ( ૮ ) મોર અને ( ૯ ) હંસ.

**વાહન શોધી કાઢવાની રીત**—સૂર્ય નક્ષત્ર ૧૩ તથા ૧૪ દિવસનાં હોય છે. તે નક્ષત્રથી પોતાના નામનક્ષત્ર સુધી ગણતાં જે આંક આવે તેને નવે ભાગતાં બાકી રહે તે વાહન સમજવું. આ વાત શનિ, રાહુ અને ગુરૂ એ ત્રણને વિષે ઘટાવવી.

બીજા ગ્રહોને માટે જે દિવસે ચંદ્રમા જે નક્ષત્ર ઉપર હોય તેનાથી નામ નક્ષત્ર સુધી ગણતાં, અને તેને નવે ભાગ દેતાં

બાકી રહે તે વાહન આ રીત મગળ, બુધ, રવિ, અને શુક્ર, એ ચારને વિષે ઘટાવવી

**બીજી રીત**—જે દિવસે જે ગ્રહ જે રાશિ ઉપર બેસે તે દિવસની તિથિ, વાર, નક્ષત્ર અને પોતાના નામના અક્ષર નાખવા પડવાથી તિથી ગણવી, રવીવારથી વાર ગણવો, અશ્વિનીથી નક્ષત્ર ગણવુ અને જે આક આવે તેને નવે ભાગ દેતા શેષ રહે તે વાહન

**વાહનના પ્રતાપ**—ગધેડાનુ વાહન હોય તો લક્ષ્મીની હાનિ કરે, ઘોડાનુ વાહન હોય તો ધનનો લાભ કરે, હાથીનુ વાહન હોય તો સુખ-વૈભવ આપે, બોકડાનુ વાહન હોય તો મરણાંત કષ્ટ આપે, શિયાળનુ વાહન હોય તો સુખનો નાશ કરે, સિહનુ વાહન હોય તો મરણ થાય, કાગડાનુ વાહન હોય તો ઝેરની ઉપાધિ થાય, મોરનુ વાહન હોય તો ધનનો લાભ થાય અને હસનુ વાહન હોય તો સુખ આપે

## રાહુ વિષે

રાહુની વામ ગતિ છે એટલે કે તેની ચાલ અવળી છે પૂર્વ દિશાથી આરભી દિશા-વિદિશામા ચાર ચાર ઘડી રહે છે રાત્રી તથા દિવસે પણ તેની ગતિ ચાલુ હોય છે દાખલા તરીકે સૂર્યોદયથી લઈ ચાર ઘડી દિવસ ચડે ત્યા સુધી તે પૂર્વ દિશામા હોય, પછી ચાર ઘડી વાયવ્ય ખુણામા, પછી ચાર ઘડી દક્ષિણ દિશામા, ચાર ઘડી ઈશાનમા, ચાર ઘડી પશ્ચિમ

દિશામાં, ચાર ઘડી અગ્નિ ખુણામાં, ચાર ઘડી ઉત્તર દિશામાં તથા ચાર ઘડી નૈઋત્ય ખુણામાં રહે છે.

**રાહુનું ફળ**—જમણા પડખાનો રાહુ જય અર્પે, ( ડાબી બાજુએ યોગિની સારી ) પીઠ—પાછળનો રાહુ તેમજ યોગિની બન્ને સારાં. ચંદ્રમા સામો સારો. આવા શુભ મુહૂર્ત્તમાં પ્રયાણ થાય તો સુખસંપત્તિ મળે એ નિર્વિવાદ છે.

**કયા મહિનામાં રાહુ કયાં હોય છે?** માગશર, પોષ, માહ એ ત્રણ માસમાં રાહુ પૂર્વદિશામાં હોય છે. ફાગણ, ચૈત્ર ને વૈશાખ માસમાં દક્ષીણ દિશામાં હોય છે, જયેષ્ઠ, અષાડ અને શ્રાવણમાં પશ્ચિમ દિશામાં અને ભાદરવો, આસો તથા કારતક માસમાં ઉત્તર દિશામાં રાહુ હોય છે.

**તે વખતે શું ન કરવું ?** જે દિશામાં રાહુનું ઘર હોય તે દિશામાં ન જવું, છતાં જાય તો કષ્ટ પામે. રાહુવાળી દિશામાં આવેલા નવા ઘરમાં અથવા પોતાનું ઘર છોડી બીજા ઘર કે ગામમાં વાસ કરે તો શોક—ચિન્તા વિગેરે ઉપાધીઓ વળગે. નગરને ફરતો કોટ બંધાવવો હોય, કીલ્લો ચણાવવો હોય અથવા નવી પોળ કે ઘર વસાવવું હોય તો પણ રાહુની દિશા ટાળવાનું લક્ષમાં રાખવું. જો રાહુની દિશામાં એવાં કામો થાય તો સ્ત્રી મરી જાય, ધનની હાનિ થાય અથવા કલેશ થાય એવા પ્રસંગો બને. વિશેષ સ્પષ્ટીકરણ નીચેના યંત્ર પરથી થશેઃ—

# ગાહુયંત્ર

| | | |
|---|---|---|
| ઈશાન ખૂણામા ચોથી ચાર ઘડી | પૂર્વ દિશામા પહેલી ચાર ઘડી | અગ્નિ ખૂણામા છઠ્ઠી ચાર ઘડી |
| ઉત્તર દિશામા સાતમી ચાર ઘડી | દિવસના ગાહુચક્રની સમજુતી | દક્ષિણ દિશામા ત્રીજી ચાર ઘડી |
| વાયવ્ય ખૂણામા બીજી ચાર ઘડી | પશ્ચિમ દિશામા પાચમી ચાર ઘડી | નૈરુત્ય ખૂણામા આઠમી ચાર ઘડી |

| | | |
|---|---|---|
| ઈશાન | પૂર્વ<br>ધન, મકર<br>કુભ | અગ્નિ |
| ઉત્તર<br>કન્યા તુના<br>વૃશ્ચિક | મકાન<br>રાહુચક્ર | દક્ષિણ<br>મીન મેષ<br>વખ |
| વાયવ્ય | પશ્ચિમ<br>મિથુન કર્ક<br>સિહ | નૈઋત્ય |

| | | |
|---|---|---|
| ઈશાન | પૂર્વ<br>માગશર<br>પો. માહ | અગ્નિ |
| ઉત્તર<br>ભા આ<br>કા | માસ<br>ગહુચક્ર | દક્ષિણ<br>ફા ચૈ વૈ |
| વાયવ્ય | પશ્ચિમ<br>જેઠ, અ,<br>શ્રાવણ | નૈઋત્ય |

# સ્વરોદય

સ્વરોદય એટલે નાસિકામાંથી વહેતો વાયુ. તે ત્રણ પ્રકારનો હોય છે. જમણી નાસિકામાંથી વાયુ વહેતો હોય તેને સૂર્યનાડી કહેવામાં આવે છે અને ડાબી નાસિકામાંથી વહેતો હોય તેને ચંદ્રનાડી કહેવામાં આવે છે. બન્ને નાસિકામાંથી સરખી રીતે વહેતો હોય તો તે સુષુમ્ણા કહેવાય છે. હવે પરદેશ કે ગામ–ગમતરે જવું હોય તો, જે નાસિકામાંથી વાયુ વહેતો હોય તે તરફનો પ્રથમ પગ ઉપાડી–આગળ મુકીને ચાલવું. તેવીજ રીતે ગામમાં પ્રવેશ કરતી વખતે જે નાડી ચાલતી હોય તે તરફનો પગ પ્રથમ મુકવો. આથી બધાં વિઘ્નો શાંત થઈ જાય છે. જય મેળવવાના કાર્યમાં સૂર્યનાડી પ્રભાવશાળી ગણાય છે. પણ વિવાદ વખતે શત્રુને જમણી બાજુએ અથવા પોતાની પીઠ પાછળ રાખવો.

સ્થિર કામોને વિષે ચંદ્ર નાડી વહેતી હોય તે વખત સારો ગણાય. ઉતાવળના કાર્યોમાં સૂર્ય નાડી સારી છે. સુષુમ્ણા નાડી ચાલતી હોય તે વખતે કંઇ કામ કરવું નહીં, માત્ર ધર્મ-ધ્યાન કરવાથી સારો લાભ થાય. કોઇ એકદમ આવી આપણી પાસે ઉભો રહી સવાલ પૂછે કે—“ મારૂં અમુક કાર્ય સિદ્ધ થશે કે નહીં ? ” તે વખતે પ્રશ્ન પૂછનાર જો આપણી વહેતી નાડીની દિશામાં ઉભો હોય તો “ તારૂં કાર્ય સિદ્ધ થશે ” એમ સુખેથી ઉત્તર વાળી દેવો. એથી વિપરીત રીતે પુછે તો હાની થાય એ સ્પષ્ટ છે.

## સૂર્ય અને ચંદ્ર નાડીનાં કાર્યો

નવા ઘરમા પ્રવેશ કરવો હોય, કોઈ સારી વસ્તુ ગ્રહણ કરવી હોય, નવીન વસ્ત્રો પહેરવા કાઢવા હોય, રાજાની સમિપે જવુ હોય, કોઇની સાથે મિત્રતા બાધવી હોય અથવા તો ધર્મકાર્ય આદરવા હોય તો ચદ્રનાડી લેવી

વિવાદ કરવો હોય, વિદ્યાભ્યાસનો આરભ કરવો હોય, વિવાહ, વ્યાપાર, જમણવાર કે સાસારિક સુખના કાર્યોને વિષે સૂર્યનાડી લેવી

**ગતિની દિશા શી રીતે નક્કી કરવી ?**—ચંદ્રનાડી વહેતી હોય તે વખતે પૂર્વ તથા ઉત્તર દિશામા ન જવુ સૂર્ય નાડી વહેતી હોય ત્યારે પશ્ચિમ તથા દક્ષિણ દિશામા ન જવુ આપણે બેઠા હોઈએ અને કોઇ આવીને પ્રશ્ન કરે કે અમુકને પુત્ર પ્રાપ્ત થશે કે પુત્રી ? હવે તે વખતે જો આપણી સૂર્યનાડી ચાલતી હોય તો તેનો જવાબ "પુત્ર પ્રાપ્ત થશે" એવો આપી શકાય અને જો ચદ્રનાડી ચાલતી હોય તો " પુત્રીની પ્રાપ્તિ થશે " એવો જવાબ દેવો સસારનુ સુખ ભોગવતા જો ચદ્રનાડી ચાલતી હોય તો પુત્રીનો ગર્ભ બધાય અને સૂર્યનાડી ચાલતી હોય તો પુત્રનો ગર્ભ બધાય

સ્વરોદય પ્રમાણે બરાબર શાસ્ત્રીય પદ્ધતિએ વર્ત્તનારને કોઇપણ જાતના મુહુર્ત્ત કે ચ દ્રબળ જોવાની જરૂર પડતી નથી, કારણકે તેમની નાડીજ બધા કામોમા પ્રકાશ નાખે છે

કેટલાક આચાર્યોનો એવો પણ મત છે કે દક્ષિણ કે

પશ્ચિમ દિશાને વિષે સૂર્યનાડી ચાલતી હોય તે વખતે જવાનું થાય તો પ્રથમ ત્રણ પગલાં સુધી જમણો પગ ઉપાડી ચાલવું અને ચંદ્રનાડી ચાલતી હોય તે વખતે પૂર્વ તથા ઉત્તર દિશામાં જવાની જરૂર પડે તો ડાબા પગનાં ચાર પગલાં પ્રથમ ઉપાડી આગળ ચાલવું.

રાત્રે ડાબી નાડી વહેતી હોય અને દિવસના ભાગમાં જમણી નાડી ચાલતી હોય તો તે સારી. ચાલતી વખતે કોઇ વાજીંત્ર વાગતું હોય અને તે વાજીંત્રનો સૂર પુરો થયે પગ ઉપાડીએ તો કામ સિદ્ધ થાય એવો કેટલાકોનો અભિમત છે.

## સૂર્યના વાસા.

પૂર્વ દિશાથી એક એક પ્રહર પર્યંત સૂર્ય એક દિશા અને વિદિશામાં રહે છે. પરગામ જવું હોય અથવા યાત્રાર્થે નીકળવું હોય તો સૂર્ય ડાબા કે જમણા પડખે સારો. બાકી સન્મુખનો અને પાછળનો સૂર્ય જરૂર વર્જવો. ડાબા જમણો સૂર્ય ગામતરે જવામાં બહુ સારો છે. તે એક સારો હોય તો બીજા બધા દોષોને ધોઇ નાખે છે. મંગળ. વ્યતિપાત, વૈધૃત અને ભદ્રા એ સર્વ દોષો, એક સાનુકુળ સૂર્યથી નિ:સત્ત્વ થઇ જાય.

## કાળપાશ.

શુક્લપક્ષમાં પડવાથી, પૂર્વ દિશાથી અનુક્રમે ગણતાં આઠ દિશામાં આઠ કાળપાશ આવે છે. તે નીચે પ્રમાણે:—

શુક્લપક્ષમાં એકમે પૂર્વ દિશામાં કાળ, બીજે અગ્નિ

ખુણામા, ત્રીજે દક્ષિણ દિશામા, ચોથે નૈઋત્ય ખુણામાં, પાચમે પશ્ચિમ દિશામા, છઠે વાયવ્ય ખુણામા, સાતમે ઉત્તરમા, આઠમે ઈશાનમા એ પ્રમાણે ફરી ફરી મૂકતા જે તિથીએ જે દિશામા કાળ આવે તે દિશાનો ત્યાગ કરવો

આજે જે વાર હોય તે વાર પૂર્વ દિશામા મુકીને ગણવુ દિશી વિદિશી ગણતા ઇશાન ખુણો વર્જીને જે દિશામા શનિ વાર હોય તે દિશામા કાળ સમજવો જેમકે આજે ગુરૂવાર છે હવે ગુરૂવારને પૂર્વ દિશામા મૂકી ગણતા પૂર્વમા ગુરૂ, અગ્નિમા શુક્ર, દક્ષિણમા શનિ, એપ્રમાણે ગોઠવણી કરતા ગુરૂવારે દક્ષિણ દિશામા કાળ આવ્યો એવી રીતે બધા વારોને વિષે સમજી લેવુ

રવિવારે ઉત્તર દિશામા, સોમવારે વાયવ્ય ખુણામા, મગળવારે પશ્ચિમ દિશામા, બુધવારે નૈઋત્ય ખુણામા, ગુરૂવારે દક્ષિણ દિશામા, શુક્રવારે અગ્નિ ખુણામા અને શનિવારે પૂર્વ દિશામા કાળપાશ જાણવો

## વચ્છ ક્યારે ક્યાં હોય ?

કન્યા, તુલા અને વૃશ્ચિક સ ક્રાન્તિમા વચ્છ પૂર્વ દિશામા રહે છે ધન, મકર, અને કુભ સ ક્રાન્તિમા દક્ષિણ દિશામા વચ્છ રહે છે મીથુન, કર્ક અને સિહ સ ક્રાન્તિમા ઉત્તર દિશામા વચ્છ રહે છે મીન, મેષ અને વરખ સ ક્રાન્તિમા પશ્ચિમ દિશામા વચ્છ રહે છે હવે જે દિશામા વચ્છ હોય તે દિશા સામે ગમન કરવુ નિષિદ્ધ છે મદીર અથવા ઘર બધા-

વવું હોય તો તે વચ્છવાળી દિશામાં બારણું ન મુકાવવું. પૂજા પ્રદેશ અથવા અનુષ્ઠાન વિગેરેમાં પણ વચ્છની સન્મુખ ન બેસવું.

**વચ્છનો આકાર કેવો છે ?** વચ્છને પાંચ માથા, ત્રણ પુંછડી, નવ નાભી, સોળ પગ અને ત્રણસેં સાઠ શીંગડાં હોય છે. એક એક શીંગડું સો સો હાથની ઉંચાઇ ધરાવે છે. એ પ્રમાણે શાસ્ત્રોમાં વચ્છનું સ્વરૂપ વર્ણવ્યું છે.

**રાખવી જોઇતી સાવચેતી**—આ વચ્છની બાબત ઘણી સાવચેતી રાખવાની છે. વચ્છ જોઇને કાર્યોનો આદર કરવો. કારણ કે સન્મુખ વચ્છ હોય તો આયુષ્યનો નાશ કરે, પુંઠે હોય તો ધનનો નાશ કરે, જમણો તથા ડાબો વચ્છ સર્વ કાર્યોને વિષે સિદ્ધિ આપે. વચ્છનો વિચાર કર્યા વિના જો કોઇ ઘર બંધાવે, કિલ્લો ચણાવે અથવા બારણું બેસાડે અને વચ્છ સામો આવતો હોય તો કૂળનો ક્ષય કરે, શોક, સંતાપ, ઉદ્વેગ આદિ પેદા કરે. માટે વચ્છનો વિચાર કરીને જ એવાં કામ કરવા એ હિતકારક છે.

## શુક્ર વિષે

શુક્ર જે દિશામાં ઉગે તે દિશામાં ગમન ન કરવું. શુક્રની સામે ચાલવાથી આંખને નુકશાન થાય, જમણી બાજુ રહી જાય તો અશુભ ઉપજાવે, પાછળ તથા ડાબી બાજુ રહે તો સારૂં.

શુક્ર પૂર્વદિશામાં ઉગે તો ૨૫૪ દિવસ પૂર્વદિશામાં

રહી અસ્ત પામે, તે બે મહિના તથા બાર દિવસ સુધી અસ્ત જ રહે અને પછી પશ્ચિમ દિશામા ઉગે ત્યા તે ૨૫૬ દિવસ સુધી ઉગેલો જ રહે, પછી તેર દિવસ ત્યા અસ્ત રહે અને પછી પૂર્વમા ઉગે એ રીતે પૂર્વમા ઉગેલો શુક્ર ૨૫૨ દિવસ રહી ત્યા અસ્ત પામે તે પચ પખવાડીયા અને ત્રણ દિવસ– અર્થાત્ ૭૮ દિવસ સુધી રહે હવે બીજી રીતે —પૂર્વમા ઉગેલો શુક્ર આઠ મસ ને બાર દિવસ રહે–૭૨ દિન પૂર્વમા અસ્ત રહે, પછી પશ્ચિમમા ઉગી ૨૬૭ દિવસ રહે અને ત્યા ૧૦ દિવસ અસ્ત રહી પૂર્વદિશામા ઉગે

## શુક્રના ઉદયનુ માસફળ

શુક્ર ચૈત્ર માસમા ઉગે તો સુખશાતિ આપે, જેઠ માસમા ઉગે તો આનદ કરે, અષાડમા ઉગે તો સારો વરસાદ થાય, પોષમા ઉગે તો ટાઢ ઘણી પડે, ભાદરવા તથા વૈશાખમા ઉગે તો પશુઓને ઘણી પીડા થાય, કારતક તથા ફાગણ માસમા ઉગે તો લડાઇ જગાડે, માગશર માસમા ઉગે તો રાજ્યમા ભગ પેદા કરે, આસોમા ઉગે તો પ્રજામાં દુખ તથા ભય થાય, શ્રાવણમા ઉગે તો અનાજ મોઘુ કરે એવીજ રીતે અસ્તમા પણ શુક્ર એવાજ ફળને આપનારો છે

શુક્રનુ રૂપ તથા ફળ—શુક્ર ડાબી આખે કાણો છે– જમણી આખે જ દેખે છે માટે રેવતી આદિ લઈને કૃતિકાના એક પાયા સુધી શુક્ર આવેલો રહે તે સમયમા શુક્ર મન્સુખ તથા જમણી દિશામા હોય અને સૌભાગ્યવતી સ્ત્રી પીયરથી

સાસરે જાય અથવા સાસરેથી પીયર જાય તો તેમાં કંઇ દોષ નથી.

## સૌભાગ્યવતી સ્ત્રી માટે

દેવ પોઢેલા હોય અને શુભ તિથિ હોય તો સાસરેથી પીયર જવામાં સૌભાગ્યવંતી નારીને દોષ નહીં. પણ જો દેવ સુતા હોય અને ધન, મીન, તથા સંક્રાંતિ હોય અને શુક્ર સન્મુખ અથવા જમણો હોય તો પીયરથી સાસરે ન જવાય. જો કે સાસરેથી પીયર જઇ શકાય છે.

રેવતી નક્ષત્રથી કૃતિકાના એક પાયા સુધી ચંદ્રમા મેષ રાશીનો રહે ત્યાં સુધી શુક્ર આથમેલો રહે છે. તે સમયમાં સ્ત્રીને પીયર કે સાસરે ગમે ત્યાં જવામાં દોષ નથી.

**સૌભાગ્યવંતીને સાસરે જવાના મુહૂર્ત**—જો શુક્રનો અસ્ત હોય તો પીયરથી સાસરે ન જવું. શુક્ર ડાબો તથા પુંઠનો હોય તો જવામાં ઘણો સારો, પોતાની ઇચ્છા પ્રમાણે તે સમે જઇ શકાય છે. વળી શુક્ર જમણો તથા સન્મુખ હોય અને રેવતી નક્ષત્રથી મેષનો ચંદ્રમા રહે ત્યાંસુધીમાં ત્રણ દિવસ શુક્ર અંધ રહે છે તે સમયમાં સ્ત્રીને જવા આવવામાં દોષ નહીં. એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે જે સ્ત્રીને હજી બાળકનો પ્રસવ થયો ન હોય–ગર્ભવંતી હોય તેણે શુક્રને સન્મુખમાં તથા જમણી બાજુએ ત્યજવો. જો જમણા શુક્ર અથવા સન્મુખ શુક્રમાં ઉપર કહેલા આંધળા શુક્રના ત્રણ

દિવસ વિના બીજા દિવસોમા જાય તો ગર્ભનો વિનાશ થાય, તેમજ સ્ત્રીના પતિને પણ હાનિ થાય, અથવા તો સ્ત્રી પોતેજ વધ્યા રહે, અને બાળક મૃત્યુ પામે રાજાએ પણ ઉપરના સંયોગોમા પરદેશગમન ન કરવુ ઘટે અને છતા કરે તો ઘણી પાયમાલી વ્હોરે

## ગુરૂ તથા શુક્રનો અસ્ત

ગુરૂ તથા શુક્રના અસ્ત સમે વાવ, કુવો, તળાવ વિગેરે નવા ન ખોદાવવા, યજ્ઞારંભ ન કરવો, યાત્રાગમન, પ્રથમ મુંડન, શિષ્યને દીક્ષા તથા ગૃહપ્રતિષ્ઠા વિગેરે ન કરવાં નવા વ્રતારંભ, વિદ્યારંભ તથા નવા ઘર ન બંધાવવા કાન વીંધાવવામા, મોટી દાનશાળા માંડવામા, વનવાસ કરવામા, તીર્થાદિક કરવામાં, વિવાહ, ધર્મસ્થાન કરાવવામા, નવો મંત્ર લેવામા કે યક્ષ દેવના દર્શનમા ગુરૂ તથા શુક્રના અસ્તનો સમય પરિહરવો, એમ મોટા પુરૂષો કહી ગયા છે

### ત્યારે ગુરૂ અને શુક્રના અસ્ત સમે કરવુ શુ ?

પોતાના ગામમા ને ગામમા જ જવા આવવામા કંઈ દોષ નહીં દુષ્કાળ પડયો હોય તો પરદેશ જવામા પણ બાધ નહીં રાજાના ભયને લીધે ગામ છોડી જવુ પડે તો પણ હરકત નહી વિવાહ પ્રસંગમા પણ તે દોષ ન લેખાય, વિવાહ તથા ભોજનાર્થે જવા આવવામા પણ કંઈ વાંધો નહી મેળા જેવા માંગલિક દિવસોમા પણ ગુરૂ-શુક્રના અસ્ત સમે જવા આવવામાં કંઇ હરકત નહીં ઉક્ત કામોમા એ અસ્તસમયની કશી અસર થતી નથી

ગર્ભવતી સ્ત્રી તથા પુત્રવાળી નારીએ તેમજ નવો પરણેલી સૌભાગ્યવતીએ પોત પોતાના ભલા ખાતર શુક્રને સન્મુખ રાખી ન જવું. જો શુક્રના અસ્તમાં સ્વામીને ઘેર જાય તો પતિને હાનિ થાય. ગુરૂ અને શુક્રના અસ્ત સમે આણું કરે તો કન્યા મરે, ચંદ્રના અસ્તમાં એટલે અમાવાસ્યાએ આણું કરે તો અનિષ્ટ ફળ નીપજે. કેટલાકો દીવાળીની અમાસને શુભ ગણે છે. માટે તે અમાસને બાદ કરતાં બાકીની તમામ અમાવાસ્યાઓ એવા શુભ કામમાં વર્જવી.

## સિંહરાશિનો ગુરૂ

ઉપધ્યાન, ઉજમણું, ચુડો પહેરવો, નવું વ્રત લેવું, દીક્ષા લેવી, વિવાહ, ગોદાન, નવી સ્ત્રીનું આણું કરવું વિગેરેમાં તેમજ તળાવ–કુવાના મુહૂર્ત્ત કરવામાં તથા દેવ–દેવીઓના મંદિરમાં પ્રતિષ્ઠા કરવામાં સિંહરાશીનો ગુરૂ વર્જવો. અર્થાત્ એવાં શુભ કાર્યો ગુરૂ સિંહરાશિનો હોય તેવે વખતે ન કરવાં. ગુરૂ તથા શુક્રનો અસ્ત થયો હોય તે સમે પણ ઉકત કામો ન કરવાં ઘટે. ખાસ કરાને રાજાની મુલાકાત લેવામાં, યાત્રાર્થે સંઘ કાઢવામાં તો એ પ્રસંગો–મુહૂર્ત્તો ખાસ તજવા. પરન્તુ જો તે વખતે ચંદ્રમા મીન તથા મેષ રાશિનો હોય તો તે વખતે શુક્ર આંધળો થાય છે. માટે તેવે વખતે શુક્ર સામે હોવા છતાં પણ કંઇ દોષ કરી શકતો નથી.

## રોગીને સ્નાન કયારે કરાવવું ?

ચર–લગ્નમાં તથા રવીવારે અને મંગળવારે, રિકતા તિ-

થીઓ—જેવી કે ચોથ—નવમ વિગેરેમા રોગીને સ્નાન કરાવવામાં હરકત નથી ચોથો, આઠમો અને બાગ્મો ચંદ્રમા પણ તે માટે સારો ગણાય

જન્મકુડળીમા કેદ્રસ્થાને એટલે કે પહેલે, ચોથે, સાતમે, દશમે અને પાચમે પાપગ્રહ હોય તે સમયમા રોગીને સ્નાન કરાવવાથી રોગી રોગથી મુક્ત થાય પણ જો રોગીને રવિવારે તેલ ચોળી સ્નાન કરાવવામા આવે તો તાવ આવે સોમવારે તેમ કરવાથી કાન્તિ વધે, મ ગળવારે તેમ કરે તો મૃત્યુ થાય, બુધવારે ધનની હાનિ થાય, ગુરૂવારે દારિદ્રય વધે, શુક્રવારે તેમ કરવામા આવે તો રોગી ભાગ્યહીન થાય અને શનિવારે કામની પ્રાપ્તિ કરવાવાળો થાય

સ્નાન કયારે ન કરાવવુ ?—રોગી માણસને માથે પાણી ઘાલવાનુ અથવા સ્નાન કરવાનુ મુહૂર્ત નક્કી કરતા પહેલા નીચેના તિથિ-વાર વર્જવા -શુક્રવાર, સોમવાર, મઘા, અશ્લેષા, ત્રણ ઉત્તરા, રોહિણી, પુનર્વસુ, રેવતી વિગેરે નક્ષત્રો, તિથિઓમા બીજ, આઠમ દશમ, તેરશ, ચૌદશ, છઠ્ઠ, પુનમ અને અમાસ એ બધા દિવસો તથા નક્ષત્રો રોગીને સ્નાન કરાવવામા જરૂર વર્જવા

## પ્રસૂતિ-સ્નાન

જો સુવાવડવાળી સ્ત્રી કૃત્તિકા. ભરણી, મૂળ, આર્દ્રા, પુષ્ય, પુનર્વસુ, મઘા, ચિત્રા, વિશાખા અને શ્રવણ એ દસ નક્ષત્રોમા સ્નાન કરે તો પ્રાણુની હાનિ થાય, અથવા બાળક ફરીવાર

જન્મે નહીં. મંગળવાર, રવિવાર તથા હસ્ત, મૂળ, પુષ્ય અને શ્રવણ નક્ષત્રમાં પ્રસૂતિવાળી સ્ત્રી સ્નાન કરે તો સ્ત્રીની પ્રજા બહુ સારી થાય.

**ખોળાભરણું**—સ્ત્રીને ખોળાભરણું કરતી વખતે પુનર્વસુ, પુષ્ય, હસ્ત, શ્રવણ મૂળ, મૃગશર એ છ નક્ષત્ર લેવા. ગુરૂવાર, મંગળવાર તથા રવિવાર પણ તે માટે સારા વાર ગણાય. કન્યાનો વિવાહ કરવામાં અર્થાત્ કન્યાદાન કરવામાં અઘરણીમાં અને ગર્ભસંસ્કારમાં ચંદ્રમાનું બળ હંમેશા તપાસવું, અને બીજા કામોમાં પુરૂષોના નામથી મુહૂર્ત્ત જોવું.

**પ્રથમ પ્રસૂતા સ્નાન**—જો પ્રથમ પ્રસૂતા સ્ત્રીને એકમ, નવમ, છઠ્ઠ તથા મંગળવાર અને શુક્રવારે સ્નાન કરાવવામાં આવે તો તે સ્ત્રી સાત જન્મ સુધી વાંઝણી રહે. માટે તે દિવસોમાં પહેલી વારની સુવાવડી સ્ત્રીને સ્નાન ન કરાવવું.

તેમજ દશમે સ્નાન કરાવે તો પુત્રનો નાશ થાય, તેરશે કરાવે તો યશનો નાશ થાય. બીજે કરાવે તો ગર્ભનો નાશ થાય. શનિવારે સ્નાન કરાવે તો મૃત્યુ નીપજવાનો ભય રહે, સોમવારે કરાવે તો બુદ્ધિની હાનિ થાય, શુક્રવારે કરાવે તો સ્ત્રી કાકવંધ્યા થાય–એટલે કે માત્ર એકજ વાર બાળકનો જન્મ આપે. ગુરૂવાર, રવિવાર અને મંગળવારે સ્નાન કરાવવામાં આવે તો બાળકનું મૃત્યુ થાય. ત્રણ ઉત્તરા, રોહિણી, હસ્ત, મૃગશાર, રેવતી, સ્વાતિ, અનુરાધા અને

અશ્વિની નક્ષત્રો પ્રથમ પ્રસૂતા સ્ત્રીને સ્નાન કરાવવામા શુભ છે પણ તેમાય બુધવાર, સોમવાર અને શનિવાર વર્જવા

જળદેવતાનુ પૂજન—પ્રથમ પ્રસૂતા સ્ત્રીને જળદેવતાનુ પૂજન કરાવવુ હોય તો મૃગશર, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, મુળ, શ્રવણ એ નક્ષત્રો તજવા શનિ, શુક્ર, રવિ અને મગળવાર પણ વર્જવા માત્ર બુધવાર, ગુરૂવાર અને સોમવાર જળપૂજા કરાવવામા સારા છે વળી નદાતિથિ—એટલે કે એકમ, છઠ્ઠ, અને અગીઆરશની તિથિઓમાં પ્રથમ પ્રસૂતા સ્ત્રી જળદેવતાનુ પૂજન કરે તો પુત્રલાભ થાય ભદ્રા તિથિઓ—એટલે કે બીજ, સાતમ, અને બારશ વિગેરે તિથિઓમા એવુ પૂજન કરે તો પુત્રનાશ થાય જયા તિથિઓ તેમજ પૂર્ણા તિથિઓ—અર્થાત્ ત્રીજ, આઠમ, તેરશ, પાચમ, દશમ અને પૂર્ણિમાની તિથિઓમા પૂજન કરે તો કુળવૃદ્ધિ થાય રિક્તા તિથિઓ—ચોથ, નવમ અને ચૌદશમા જળપૂજા કરે તો સતાપ તથા કલેશ થાય

## કન્યાને પહેલુ આણુ ક્યારે વળાવવુ ?

કન્યાને પહેલુ આણુ વાળવામા પુષ્ય, પુનર્વસુ, ચિત્રા, ધનિષ્ઠા, ત્રણ ઉત્તરા, અશ્વિની, રેવતી, મૃગશર નક્ષત્ર લેવા મેષ, કન્યા, મકર, મૈથુન, વૃશ્ચિક, કુભ, વરખ અને તુલા વિગેરે સક્રાતિ પણ સારી ગણાય ગુરૂવાર, સોમવાર, શુક્રવાર અને બુધવાર પણ શુભ છે શુક્ર તથા ગુરૂના ઉદય સમે ચાલવાનુ મુહૂર્ત્ત શ્રેષ્ઠ છે

પ્રથમ પ્રસુતા સ્ત્રીને ઝીઆણું એટલે પહેલું બાળક લઇ સાસરે જવામાં પુષ્ય, ધનિષ્ઠા, ચિત્રા, મૂળ, અશ્વિની, મઘા, સ્વાતિ, હસ્ત એ નક્ષત્રો સારાં છે. કારણ કે એ નક્ષત્રોમાં પ્રથમના બાળકને લઈ સ્ત્રી ઘરમાં પ્રવેશ કરે તો ઘણા પુત્રોવાળી થાય. તેમજ તે સ્ત્રી પતિને પણ ઘણી પ્રિય થઈ પડે. પરન્તુ જો તે સ્ત્રી રવિવારે પ્રવેશ કરે તો રોગની પ્રાપ્તિ થાય, બુધવારે પ્રવેશ કરે તો ફરી બાળક ન થાય, મંગળવારે પ્રવેશ કરે તો પોતેજ મૃત્યુ પામે. માટે એ વાર ત્યજવા યોગ્ય છે. ગુરૂવાર, શુક્રવાર અને શનિવાર ઘરમાં પ્રવેશ કરવા પૂરતા સારા છે.

## નવાં વસ્ત્રાભૂષણ ક્યારે પહેરવાં ?

આભૂષણો જેવાં કે મોતી, સોનું, મણી, પરવાળા, શંખ સુવર્ણજડિત ચુડો તથા વસ્ત્રો વિગેરે પહેરવામાં, અશ્વિની, રેવતી, ધનિષ્ઠા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા પ્રમુખ નક્ષત્રો તથા રવિવાર, મંગળવાર, ગુરૂવાર અને શુક્રવાર સારાં છે.

લાલ વસ્ત્ર, કંકુ, રાતાં આભૂષણો તેમજ સોનાના અલંકારો ધારણ કરવામાં હસ્ત આદિ પાંચ નક્ષત્રો તથા અશ્વિની અને રેવતી, તેમજ મંગળવાર, રવિવાર, ગુરૂવાર, શુક્રવાર શુભ છે. લાખબાળો ચુડો, કસુંબો, મજીઠ ( દાંત રંગવાનું ) મેંદી વિગેરે રાતી વસ્તુ ધારણ કરવામાં પણ ઉપર કહ્યાં મુહૂર્ત્તો નિર્દોષ છે. લોઢાનાં આભરણ તથા કાળી વસ્તુ ધારણ

કરવામા શનિવાર શ્રેષ્ઠ છે સોમવારે તથા શનિવારે કસુબલ વસ્ત્ર ન પહેરવા બુધવારે ગતુ વસ્ત્ર ન પહેરવુ—અને છતા જો કોઈ પહેરે તો સીધા સ્મશાન ભણી જવુ પડે ! ત્રણ ઉત્તરા, રોહિણી, પુષ્ય અને પુનર્વસુમા ઉપર કહ્યા તેવા વસ્ત્રો ધારણ કરે તો શરીરે માર પડે, અને પુષ્ય, પુનર્વસુ, રોહિણી તથા ત્રણ ઉત્તરા નક્ષત્રમા કસુબી વસ્ત્ર પણ ન પહેરવુ, છતા પહેરે તો સ્ત્રીના સ્વામીને દુ ખ થાય

## વિદ્યારભ ક્યારે કરવો ?

અશ્વિની, મૂળ, પૂર્વા ફાલ્ગુણી, પૂર્વાષાઢા, પૂર્વા ભાદ્રપદ, મૃગશર, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, શતભિષા, સ્વાતિ, ચિત્રા, શ્રવણ અને ધનિષ્ઠા વિગેરે નક્ષત્રોમા જ્ઞાન-ભણવા ભણાવવાનો આરભ કરવો શુભ છે પણ પૂર્ણિમા, અમાસ, આઠમ, ચૌદશ, સાતમ તે તેરશ આદિ તિથિઓમા વિદ્યારભ ન થાય, અને થાય તો ગળામા રોગ થાય વિદ્યાના આરભમા ગુરૂ શ્રેષ્ઠ છે, શુક્રવાર અને રવિવાર મધ્યમ છે શનિવાર ને મગળવાર મૃત્યુ આપનાર છે બુધવાર ને સોમવારે ભણે તો વિદ્યા નિષ્ફળ જાય વિદ્યારભમા રવિ, સોમ ને મગળવાર સારા છે રવિવારે વિદ્યારભ કરવામા આવે તો આયુષ્યને વાધો ન આવે સોમવારે શરૂ થાય તો બુદ્ધિમા જડતા આવે મગળવારે મૃત્યુ અને બુધવારે દરિદ્રતા પ્રાપ્ત થાય ગુરૂવારે વિદ્યારભ કરનાર જલ્દી વિવાહ કરે શુક્રવાર પણ શ્રેષ્ઠ છે શનિવાર વર્જવાનો છે વિવાહના કાર્યમા ગુરૂવાર શ્રેષ્ઠ ગણાય છે. ગમન

કરવામાં શુક્રવાર સારો. ધાર્મિક કે આધ્યાત્મિક વિદ્યા પ્રાપ્ત કરવામાં બુધ ગુરૂ સારા છે. દીક્ષાના કાર્યમાં શનિવાર શ્રેષ્ઠ, વિવાદમાં મંગળવાર સારો અને રાજાની મુલાકાત કરવામાં રવિવાર સરસ છે. એ બધા કાર્યોમાં ચંદ્રમા શ્રેષ્ઠ છે. પણ તેમાંય ચોથો આઠમો અને બારમો વર્જવો.

## વર વધુના આઠ ગુણ. તે શી રીતે જોવા ?

વર અને કન્યાના લગ્ન કરતાં પહેલાં એ બન્નેના જન્મવાર જોઇ, તેમનાં પરસ્પરના આઠ ગુણો મેળવી જોવા. પહેલવહેલાં તો ઉભયના વર્ણ મેળવવા, પછી ગુણ મેળવવા, પછી રાશી, પ્રીતિ, ગૃહમૈત્રી, નાડી વિગેરે જોવા. કયા કયા અક્ષરોનો કોણ સ્વામી છે તે નીચે આપીએ છીએ:—

| | |
|---|---|
| અ ઇ ઉ એ | એ ચાર અક્ષરોનો સ્વામી ગરૂડ છે. |
| ક ખ ગ ઘ ઙ | એ પાંચ અક્ષરોનો સ્વામી બિલાડો છે. |
| ચ છ જ ઝ ઞ | ” ” ” ” સિંહ છે. |
| ટ ઠ ડ ઢ ણ | ” ” ” ” શ્વાન છે. |
| ત થ દ ધ ન | ” ” ” ” સર્પ છે. |
| પ ફ બ ભ મ | ” ” ” ” મોર છે. |
| ય ર લ વ | ” ” ” ” હરણ છે. |
| શ ષ સ હ | ” ” ” ” બકરો છે. |

એ પ્રમાણે અક્ષરોના આઠ વર્ગ અને તેમના આઠ સ્વામી છે. તેમનું પરસ્પરમાં કેવા પ્રકારનું વૈર કે પ્રેમ રહેશે તે સ્વામી ઉપરથી ઓળખી લેવાય. જેમકે ઉંદર અને બીલા-

ડીને વૈર હોય છે હવે જે કન્યા કે વરના જન્મવારના અક્ષરના સ્વામી સામસામે ઉંદર બીલાડો આવતા હોય તેમને પ્રેમ ન રહે એ સ્વાભાવિક છે તેવીજ રીતે ગરૂડ અને સર્પને વૈર, હરણને અને સિંહને વૈર, શ્વાન અને બકરાને વૈર વિગેરે.

## લેણુ-દેણુનો સંબંધ શી રીતે જોવો ?

શેઠ અને નોકરના નામનો પહેલો પહેલો અક્ષર લેવો અને બન્ને અક્ષરો જે વર્ગના હોય તે આક માડવો પછી બીજા અક્ષરના જે વર્ગો હોય તેની સખ્યા એકઠી કરવી અને તેને આઠે ભાગવી ભાગતા જેની શેષ અધિક રહે તેનું લેણું અધિક જાણવુ બીજી રીત નીચે પ્રમાણે છે પોતાના વર્ગને બમણા કરવા, તેમા સામાના વર્ગને જોડવો, આઠે ભાગ દેવો અને શેષ રહે તે જૂદા મુકવા એ રીતે પહેલા વર્ગને બમણા કરી પોતાનો વર્ગ મેળવવો આઠનો ભાગ દેવો, ભાગ દેતા જેનુ અધિક રહે તેનુ લેણુ વધારે જાણવુ. દાખલા તરીકે એકનુ નામ ગુણવાન છે અને બીજાનુ નામ વિદ્યાવાન છે એ બેમા અધિક લેણુ કોનુ વધારે છે તે શોધવુ હોય તો તેની રીત આ પ્રમાણે છે —ગુણવાનમાં "ગ" નો વર્ગ બે, તેને બમણા કરતા ચાર થાય, તેમા વિદ્યાવાનના "વ" કારના વર્ગનો એક છે તે જોડતા દશ થાય તેને આઠે ભાગતા બાકી બે રહ્યા હવે વિદ્યાવાનમા વર્ગ છઠ્ઠો છે તેને બમણા કરીએ તો બાર થાય તેમા બે નાખતા ચૌદ થાય તેને આઠે ભાગતા છ બાકી રહ્યા એટલે વિદ્યાવાન ગુણવાન પાસે અધિક માગે

## વરકન્યાના વર્ણ શા માટે જોવા ?

મીન, કર્ક, વૃશ્ચિક, એ ત્રણ રાશીનો વિપ્રવર્ણ છે; મેષ, સિંહ, ધન, એ ત્રણ રાશીનો ક્ષત્રીવર્ણ છે; મેષ, કુંભ, તુલા, ધન, સિંહ, એ ત્રણ રાશીનો વૈશ્યવર્ણ છે; અને કન્યા, વરખ, મિથુન એ ત્રણ રાશીનો વૈશ્યવર્ણ છે; અને કન્યા, વરખ, મકર એ ત્રણ રાશીનો શુદ્રવર્ણ જાણવો.

### વર્ણ યંત્ર.

| | | | |
|---|---|---|---|
| (૧) મીન | (૫) કર્ક | (૯) વૃશ્ચિક | વિપ્રવર્ણ |
| (૨) મેષ | (૬) સિંહ | (૧૦) ધન | ક્ષત્રીવર્ણ |
| (૩) વરખ | (૭) કન્યા | (૧૧) મકર | વૈશ્યવણ |
| (૪) મિથુન | (૮) તુલા | (૧૨) કુંભ | શુદ્ર વર્ણ |

**સ્પષ્ટીકરણઃ**—વર્ણમાં હંમેશાં ઉચ્ચ વર્ણજ પસંદ કરવાનો હોય છે. એટલે કે કન્યા વિપ્ર વર્ણની હોય અને વરનો વર્ણ શુદ્ર આવતો હોય તો એ બન્ને વચ્ચે વિવાહ ન કરવા. વિપ્ર વર્ણવાળો સર્વ વર્ણવાળી કન્યાઓને પરણી શકે, પણ કન્યા ઉત્તમ વર્ણવાળી અને વર નીચ વર્ણનો હોય તો એ વિવાહ બંધ બેસતો ન થાય. વર અને કન્યા બન્ને જણ જો એકજ વર્ણમાં આવી જતાં હોય તો સામાન્યરીતે ઘણું સારૂં. બ્રાહ્મણ અને ક્ષત્રીવર્ણ વચ્ચેનો સંબંધ મધ્યમ ગણાય; બ્રાહ્મણ અને વૈશ્ય વર્ણનો સંબંધ કનિષ્ઠ. કન્યાનો વિપ્ર વર્ણ હોય અને પતિનો શુદ્ર વર્ણ હોય તો એ વિવાહ વર્જવો. ઉપર કહ્યું

છે તેમ વિપ્ર વર્ણવાળો વર ચારે વર્ણની કન્યાને પરણી શકે, ક્ષત્રી વર્ણનો વર ત્રણ વર્ણને પરણે, વૈશ્ય વર્ણવાળો બે વર્ણને પરણે, અને શુદ્ર વર્ણવાળો પોતાના વર્ણને પરણે એટલુ છે કે ઉત્તમ વર્ણવાળી કન્યા નીચ વર્ણવાળા ભર્ત્તારને પરણે તો ભર્ત્તાર લાંબો વખત ન જીવે, અને જીવે તો તેમનો પહેલો ગર્ભ ન જીવે વિપ્રવર્ણની કન્યા હોય અને શુદ્ર વર્ણનો વર હોય તો સ્ત્રી નિશ્ચયે વિધવા થાય, પછી ઈન્દ્રની પોતાની કન્યા હોય તોપણ શુ થયુ ?

## ત્રણ ગણની વિવાહ ઉપર અસર.

ગણ ત્રણ પ્રકારના છે દેવગણ, મનુષ્યગણ, અને રાક્ષસ ગણ તેમા હસ્ત, સ્વાતિ, અનુરાધા, શ્રવણ, પુનર્વસુ, મૃગશર, અશ્વિની, પુષ્ય અને રેવતી, એ નક્ષત્રો દેવગણના કહેવાય છે ત્રણ પૂર્વા, ભરણી, આર્દ્રા, રોહિણી, ત્રણ ઉત્તરા એ નવ નક્ષત્રો મનુષ્યગણના ગણાય છે જયેષ્ઠા, મૂળ, ધનિષ્ઠા, શતભિષા, અશ્લેષા, કૃત્તિકા, ચિત્રા, વિશાખા, મઘા, એ નવ નક્ષત્રો રાક્ષસગણના કહેવાય છે

વરકન્યા એકજ ગણના હોય તો તેમની વચ્ચે ઘણો પ્રીત સબધ રહે, દેવગણ અને મનુષ્યગણ વચ્ચેનો સબધ મધ્યમ પ્રીતિવાળો થાય, દેવગણ અને રાક્ષસગણમા વૈરભાવ સિવાય બીજુ શુ સભવે ? રાક્ષસગણ તથા મનુષ્યગણવાળાનો સબધ થાય તો મનુષ્યગણનાઓને બીજા ગણ તરફથી બહુ સહન કરવુ પડે તેમા ય જો રાક્ષસગણની કન્યા હોય અને મનુષ્ય ગણનો વર હોય તો આઠમે મહિને ધણીને પ્રાણઘાતક થાય.

એટલામાટે શુદ્ધ ગણ જોઈનેજ સંબંધ બાંધવા, એમ ડાહ્યા પુરૂષો કહી ગયા છે:—

## ગણ યંત્ર.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| હસ્ત ૧ | સ્વાતિ ૨ | અનુ. ૩ | શ્રવણ ૪ | પુન. ૫ | મૃગ. ૬ | અશ્વિ. ૭ | પુષ્પ. ૮ | રેવતી. ૯ | દેવગણ. |
| પૂ. ફા. ૧ | પૂ. ષા. ૨ | પૂ. ભા. ૩ | ઉ. ફા. ૪ | ઉ. ષા. ૫ | ઉ. ભા. ૬ | ભ. ૭ | આર્દ્રા. ૮ | રોહી. ૯ | માનવગણ |
| જેષ્ઠા ૧ | મૂળ ૨ | ધનિ. ૩ | શત. ૪ | અશ્લે. ૫ | કૃત્તિ. ૬ | ચિત્રા. ૭ | વિશા. ૮ | મઘા. ૯ | રાક્ષસગણ |

## શડાષ્ટક એટલે શું ?

મીન, તુલા, ધન વૈશ્યને શડાષ્ટક; સિંહ, મકરને શડાષ્ટક; મેષ કન્યાને શડાષ્ટક, વૃશ્ચિક, મિથુન ને શડાષ્ટક; કર્ક, કુંભને શડાષ્ટક; એવી રીતે રાશિને શડાષ્ટક જાણવો. મેષ, વૃશ્ચિક, મકર, મીથુન, તુલા ધન, વરખ, કર્ક, કુંભ, કન્યા, મીન, સિંહ એને મિત્ર શડાષ્ટક કહે છે. મકર, વરણ, મીન, કન્યા, વૃશ્ચિક, કર્ક એ રાશિથી આઠમી રાશી તથા મેષ, મિથુન, ધન, સિંહ, કુંભ, તુલા, એ રાશીથી આઠમી રાશિ શત્રુ શડાષ્ટક ગણાય છે. મિત્ર શડાષ્ટક રાશીમાં શત્રુ શડાષ્ટક રાશિ હોય તો મૃત્યુ થાય. બંનેની નવમી, પાંચમી રાશિ હોય તો કલેશ થાય, બીજી, બારમી રાશિ હોય તો દરિદ્ર થાય. બાકીની રાશી ઉત્તમ કહી છે.

**મૃત્યુ શડાષ્ટક**:—મકર તથા સિંહ, મેષ તથા કન્યા,

તુલા તથા મીન, કર્ક તથા કુભ, ધન તથા વરખ, વૃશ્ચિક તથા મિથુન, એને મૃત્યુ શડાષ્ટક રાશિ સમજવી કન્યા રાશી પાસે વરની રાશી હોય તો સારી વરરાશિ પાસે કન્યારાશિ હોય તો માઠી, કારણકે એ રાશિમા કઈ સગાઈ—સગપણ થાય તો માતાપિતાને હાનિ કરે. કોઇ કોઇ આચાર્ય એવો પણ મત ધરાવે છે કે નવમી, પાચમી રાશિ ગૃહણ કરવી એ શ્રેષ્ઠ છે

## શડાષ્ટક યંત્ર.

| મિત્ર શડા૦ | શત્રુ શડા૦ | દુઆ બારા | નવ પચમ ઉત્તમ | નવ પંચમ મધ્યમ | મૃત્યુ શડાષ્ટક |
|---|---|---|---|---|---|
| મેષ વૃ મિત્ર | મ સિં. શત્રુ | મે વ ૨,૧૨ | મે સિં ૯,૫ | તુ કુ. ૯,૫ | મ સિં મૃત્યુ |
| મીન મ મિ | વર ધન શ. | મિ ક ૨,૧૨ | વૃ ક ૯,૫ | વૃ મી ૯,૫ | મે કન્યા મૃ |
| તુલા વ મિ | મી તુ શત્રુ | ક સિં ૨,૧૨ | મિ તુ ૯,૫ | ધ મે ૯,૫ | તુ મીન મૃ |
| ધન ક મિ | ક મે શત્રુ | સિં ક ૨,૧૨ | ક વૃ. ૯,૫ | મ વ ૯,૫ | ક કુભ મૃ |
| કુભ ક મિ | વૃ મ શત્રુ | ક તુ ૨,૧૨ | મિ ધ ૯,૫ | કુ મિ ૯,૫ | ધ વર મૃ |
| મીન સિં. મિ. | ક કુભ શત્રુ | તુ વૃ ૨,૧૨ | ક મ ૯,૫ | મી ક ૯,૫ | વૃ મિ. મૃ |

## તારા, નાડી, યુજા વિગેરે

**તારા જોવાનો વિધિ**—ગુરૂ શિષ્યે પરસ્પરમાં ત્રીજી, પાંચમી અને સાતમી એમ ત્રણ તારા તજવી. એટલે કે સારા કામને વિષે જ એ કથન સમજવાનું છે. બાકી બન્નેની એક નાડી હોય તો જરૂર સારૂં ફળ આપે.

**સર્પાકાર નાડીવેધ**—અશ્વિની નક્ષત્ર આદિથી લઈને સત્તાવીશ નક્ષત્રોમાં ત્રણ ત્રણ નક્ષત્રોની એક નાડી સમજવી. એક નાડીના નક્ષત્ર ઉપર બંને સ્ત્રી-પુરૂષની એક નાડી હોય તો વર્જવી.

**નાડી જોવા જેવાં કાર્યો**—ગામમાં, નગરમાં, રાજાને ત્યાં નોકરીમાં તેમજ વિવાહમાં સ્ત્રી-પુરૂષની નાડીપ્રીતિ જોવી. એક નક્ષત્રમાં જો ઉભયનો જન્મ થયો હોય તો બન્ને વચ્ચે સારી પ્રીત રહે, પણ સ્ત્રી-પુરૂષ બન્નેનો એક નાડીમાં જન્મ હોય તો નષ્ટ ફળ આપે, સંતાનનો ક્ષય કરે. સ્ત્રી-પુરૂષની એક જ નાડીમાં બાળકનો પણ તેજ નાડીમાં જન્મ થયો હોય તો એ બાળક શત્રુવત્ આચરણ કરે.

**યુજા**—રેવતીથી છ નક્ષત્ર-મૃગશર સુધી પૂર્વ ભાગમાં યુજા કહેવાય છે, જો તેમાં બન્ને-સ્ત્રી, પુરૂષનો જન્મ થયો હોય તો અત્યંત પ્રીતિભાવ રહે, અને ઘણા વખત સુધી સુખ ભોગવે. જયેષ્ઠા નક્ષત્ર આદિથી માંડીને નવ નક્ષત્ર સુધીમાં સ્ત્રી-પુરૂષનો બન્નેનો જન્મ થયો હોય તો બહુ સારો.

પ્રેમ રહે આર્દ્રાથી બાર નક્ષત્રમા જન્મ હોય તો પણ સારી પ્રીતિ રહે એ રીતે યુજા અને યુજાનુ ફળ વર્ણવ્યુ છે

**નાડીના પ્રકાર**—અશ્વિની, આર્દ્રા, પુનર્વસુ, ઉત્તરા ફાલ્ગુણી, હસ્ત, જેષ્ટા, મૂળ, શતભિષા, પૂર્વાભાદ્રપદ, એ નક્ષત્રો પ્રથમ નાડીના સમજવા

ભરણી, મૃગશર, પુષ્ય, પૂર્વા ફાલ્ગુણી, ચિત્રા, અનુરાધા, પૂર્વાષાઢા, ધનિષ્ઠા, અને ઉત્તર ભાદ્રપદ, એ નક્ષત્રો મધ્યમ નાડીના

કૃત્તિકા, રોહિણી, અશ્લેષા, મઘા, સ્વાતિ, વિશાખા, ઉત્તરાષાઢા, શ્રવણ, રેવતી, એ નવ નક્ષત્રો અત્ય નાડીના હવે, રોગીના માટે, વિવાહમા, પ્રીતિમા, વર્ષાકાળમા આર્દ્રા નક્ષત્રથી નાડી અને તિથિ જોવા

## રોગી પુરૂપને જોવા વિષે.

રવિ નક્ષત્ર એટલે તેર દિવસનુ નક્ષત્ર તથા ચદ્રમાનુ નક્ષત્ર અને નામ નક્ષત્ર એ ત્રણ નક્ષત્ર એ નાડી ઉપર આવે તો રોગી મૃત્યુ પામે, એમ જ્ઞાની પુરૂપો કહી ગયા છે

**રોગીને દવા કરવાનું મુહૂર્ત**—રોગીના જન્મ નક્ષત્ર તથા સૂર્ય નક્ષત્ર અને ચદ્ર નક્ષત્રની એક નાડી આવે તો તે દિવસે ઔષધ ન લેવુ કારણ કે એવો જોગ આવે તો સમજવુ કે આઠ પહોરની અદર જ રોગી મરણાત કષ્ટ વેઠવાનો

## રાશિના સ્વામી.

| રાશિ | | સ્વામી. |
|---|---|---|
| ( ૧ ) મેષ | ( ૮ ) વૃશ્ચિક | મંગળ. |
| ( ૨ ) વરખ | ( ૭ ) તુલા | શુક્ર |
| ( ૩ ) મિથુન | ( ૬ ) કન્યા | બુધ |
| ( ૪ ) કર્ક | | ચંદ્ર |
| ( ૫ ) સિંહ | | રવિ |
| ( ૯ ) ધન | ( ૧૨ ) મીન | ગુરૂ |
| ( ૧૦ ) મકર | ( ૧૧ ) કુંભ | શનિ |

## ઉંચ તથા નીચ ગ્રહો શોધવાની રીત

**ઉંચા ગ્રહો**—( ૧ ) મેષ રાશિનો **રવિ** ઉંચનો ગણાય, ( ૨ ) વરખ રાશિનો **ચંદ્રમા** (૧૦) મકર રાશિનો **મંગળ**, ( ૬ ) કન્યા રાશિનો **બુધ**, ( ૪ ) કર્ક રાશિનો **ગુરૂ**, ( ૧૨ ) મીન રાશિનો **શુક્ર**, ( ૭ ) તુલા રાશિનો **શનિ**, અને ( ૩ ) મિથુન રાશિનો **રાહુ** ઉંચનો સમજવો.

**નીચ ગ્રહો**—પોતાની રાશિથી સાતમી રાશિ નીચની સમજવી, અને તે રાશિ ઉપર જે ગ્રહ હોય તે પણ નીચનોજ ગણાય. એટલે કે મેષ રાશિનો રવિ ઉચનો કહ્યો છે, તેથી સાતમી તુલારાશિનો રવિ નીચનો ગણાય. એજ પ્રમાણે આઠમી વૃશ્ચિક રાશિનો ચંદ્રમા, ચોથી કર્કરાશિનો મંગળ, બા-

ત્રીજી મીન રાશિનો બુધ, દશમી મકર રાશિનો ગુરૂ, ચોથી કન્યા-રાશિનો શુક્ર અને પહેલી મીન રાશિનો શનિ નીચનો સમજવો, તેમજ નવમી ધનરાશિનો રાહુ પણ નીચનોજ ગણાય

## ઉંચ-નીચ ગ્રહોનુ યંત્ર

| ગ્રહો | રવિ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | રાહુ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઉચ રાશિ | મેષ | વરખ | મકર | કન્યા | કર્ક | મીન | તુલા | મિથુન |
| અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | ૩ |
| નીચ રાશિ | તુલા | વૃશ્ચિક | કર્ક | મીન | મકર | કન્યા | મેષ | ધન |
| અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | ૩ |
| સ્વગૃહ (પોતાના ઘરની) રાશી | સિંહ | કર્ક | મેષ તથા વૃશ્ચિક | મિથુન તથા કન્યા | ધન તથા મીન | તુલા તથા વરખ | મકર તથા કુંભ | કન્યા |

## ગ્રહો વચ્ચેના આડવેર

રાહુ તથા રવિને પૂર્ણ વેર હોય છે ગુરૂ તથા શુક્રને પણ બહુ વૈરભાવ હોય, ચંદ્ર તથા બુધને, રવિ તથા શનિને વેર ગણાય છે એ રીતે પરસ્પરમા ગ્રહો વચ્ચે દુશ્મનાવટ હોય બાર ભવનમાંથી કોઇ ભવનમા ઉપર પ્રમાણે જે ગ્રહો આવ્યા હોય તો તે ભવનનુ બધુ સુખ હણાઈ જાય

# ગ્રહની યોનિ, અને પરસ્પરનાં વૈર.

| | |
|---|---|
| કૃતિકા તથા પુષ્યની | બકરાની યોનિ |
| મૃગશર તથા રોહિણીની | નાગની યોનિ |
| મૂળ તથા આર્દ્રાની | શ્વાનની યોનિ |
| મઘા તથા પૂર્વાફાલ્ગુનીની | ઉંદરની યોનિ |
| હસ્ત તથા સ્વાતિની | પાડાની યોનિ |
| ઉત્તરા ફાલ્ગુનીની તથા ઉત્તરા ભાદ્રપદની | ગાયની યોનિ |
| વિશાખા તથા ચિત્રાની | વાઘની યોનિ |
| જ્યેષ્ઠા તથા અનુરાધાની | મૃગની યોનિ |
| શ્રવણ તથા પૂર્વાષાઢાની | વાંદરાની યોનિ |
| રેવતી તથા ભરણીની | હાથીની યોનિ |
| ધનિષ્ઠા તથા પૂર્વાભાદ્રપદની | સિંહની યોનિ |
| અશ્વિની તથા શતભિષાની | ઘોડાની યોનિ |
| અશ્લેષા તથા પુનર્વસુની | બીલાડાની યોનિ |
| ઉત્તરાષાઢા તથા અભિચની | નોળિયાની યોનિ |

ખુલાસો—ગાય અને વાઘ વચ્ચે જન્મવેર હોય. સિંહ અને હાથી વચ્ચે, ઘોડા અને પાડા વચ્ચે, હરણ અને કૂતરા વચ્ચે, સર્પ અને નોળીયા વચ્ચે, વાંદરા અને ઘેટા વચ્ચે, બીલાડી અને ઉંદર વચ્ચે હંમેશા લૌકિક રીવાજ પ્રમાણે પણ વૈર હોય છે. સ્ત્રી-પુરૂષની વચ્ચે ગ્રહ સંબંધી એવું વૈર છે કે નહિં તે તપાસવું. તેવીજ રીતે રાજાને અને નોકરને,

ગુરૂ અને શિષ્યને વૈર છે કે નહીં, તે જોવુ અને વૈરભાવ હોય તો તેનો ત્યાગ કરવો એ શ્રેષ્ઠ છે

## હજામત, યાત્રા તથા વિદ્યારંભમાં કયા વાર વર્જવા ?

રવિ, શનિ મંગળ તથા ચોથ, નોમ, ચૌદશ, આઠમ, પુનમ અને અમાવાસ્યા વિગેરે વાર તથા તિથિઓમા યાત્રાએ નીકળવુ નહીં

હસ્ત, સ્વાતિ, ચિત્રા, મૃગશર, જેષ્ઠા, પુનર્વસુ, શ્રવણ અને ધનિષ્ઠા, તેમજ શુક્રવાર, અને સોમવાર એ બે વાર લેવા

પુષ્ય, પુનર્વસુ, ચિત્રા, રેવતી, શ્રવણ, ધનિષ્ઠા, મૃગશર, અશ્વિની, હસ્ત ઈત્યાદિ નક્ષત્રોમા જો મનુષ્ય હજામત કરાવે તો તેથી બળ, કાંતિ અને બુદ્ધિ વૃદ્ધિ પામે મઘા, અનુરાધા નક્ષત્રોમા મુંડન કરાવે તો બાળકને કષ્ટ થાય રોહિણી, ઉત્તરા ષાઢા તથા ઉત્તરા ફાલ્ગુણી નક્ષત્રોમા મુંડન કરાવે તો મૃત્યુ પામે અને ખુદ બ્રહ્મા રક્ષા કરવા આવે તોપણ બચાવી શકે નહીં

**સંધ્યા સમયે શું ન કરવુ ?**—સમી સાંઝે વિદ્યા ન ભણવી, હજામત ન કરાવવી, કોઈપણ જાતનો ઓચ્છવ ન કરવો, આભૂષણો અને ઉંચા વસ્ત્રો ન પહેરવા, સ્નાન ન કરવુ તેમજ યાત્રાએ પણ નીકળવુ નહીં

હજામતમા ચોથ, નોમ, ચૌદશ આઠમ, છઠ, અમાસ વિગેરે તિથિઓનો ત્યાગ કરવાનો કહ્યો છે

**મુહુર્ત્ત ક્યાં ન જોવું ?**—અમુક અમુક મુહૂર્ત્તમાંજ અમુક કામ કર્યાં હોય તો શુભ ફળ આપે એમ ઉપર કહેવાયું છે, પણ કેટલીક એવી ફરજો આવી પડે છે કે જેમાં મુહૂર્ત જોવાનો અવકાશ કે સ્થિતિ ન રહે. તેથી તેવાં કામોમાં મુહૂર્ત્ત જોવાની જરૂર નથી. દાખલા તરીકેઃ—રાજાની આજ્ઞાથી કંઇ કામ કરવું પડે તો મુહૂર્ત્ત જોવું નહીં, પોતાનો શેઠ કે ઉપરી ખુશી થઈને કંઇ ભેટ ધરે તો તે લેવામાં પણ મુહૂર્ત્ત જોવાની જરૂર નથી. વિવાહ કે લગ્ન પ્રસંગમાં કોઇ માનપૂર્વક કંઈ આપે તો તેમાં મુહૂર્ત્ત જોવાની અગત્ય નથી. અથવા તો ત્યાં જવું પડે તો પણ મુહૂર્ત્ત કંઇ બાધ કરતું નથી.

**રાત્રીએ શું ન કરવું ?**—સૂર્ય અસ્ત પામ્યા પછી સ્નાન કરવાની શાસ્ત્રકારોએ સખ્ત મનાઇ કરી છે. પરંતુ સ્મશાન જઈ આવ્યા હોય, વમન કે ઝાડાને લીધે અશુચિ થઇ હોય, તેમજ આભડછેટ જેવું હોય તો એવા જરૂરી કાર્યોમાં કોઇ મુહૂર્ત્તનો નિષેધ માનવાજેવો નથી.

## નવાં વસ્ત્રો ક્યારે પહેરવાં ?

હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, ધ્રુવ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદ, રેવતી, અશ્વિની, પુનર્વસુ, ધનિષ્ટા, પુષ્ય ઈત્યાદિ નક્ષત્રો તથા બુધ, ગુરૂ, શુક્ર, એ વાર સારા છે, કારણ કે તે શુભ ફળ આપનારાં છે.

**ક્યારે ન પહેરવાં ?**—રવિવારે નવું વસ્ત્ર પહેરીએ તો જલદી ફાટી જાય, સોમવારે પહેરીએ તો નિત્ય પલળતું જ

રહે, મગળવારે પહેરીએ તો આગનો ભય ઉપજે, બુધવારે પહેરવામા આવે તો ધનનો લાભ થાય, ગુરૂવારે વિદ્યાનો લાભ થાય, શુક્રવારે મિત્રનો મેળાપ થાય, શનિવારે પહેરીએ તો તે સદા મેલુ જ રહે, પણ રાતા વસ્ત્ર પહેરવામા મગળવાર સારો

## નવાં વાસણ કયારે વાપરવા કાઢવાં ?

મૃગશર, પુષ્ય, અશ્વિની, ચિત્રા, અનુરાધા, રેવતી, હસ્ત એ નક્ષત્રો તથા સોમવાર અને ગુરૂવાર, નવા વાસણો વાપરવા કાઢવા માટે બહુ ઉત્તમ ગણાય છે

## બાળકને અન્નભોજન કયારે કરાવવુ ?

સોમવારે કે શુક્રવારે બાળકને પહેલ વહેલુ અન્ન ખવરાવવામા આવે તો બાળકની ભૂખ મરી જાય શનિવાર તથા મગળવારે તેમ કરવામા આવે તો બાળકના બળનો નાશ થાય બુધવારે રવિવારે કે ગુરૂવારે પ્રથમ ભોજન કરાવવાથી બાળકને પૂર્ણ સુખશાતિ ઉપજે

રેવતી, શ્રવણ, પુનર્વસુ, હસ્ત, રોહિણી, ચિત્રા, મૃગશર, આર્દ્રા, ત્રણ ઉત્તરા અને ઉપર કહ્યા તે વાર બાળકને અન્નપ્રાશન કરાવવામા શ્રેષ્ઠ છે

## ખોવાએલી વસ્તુ કયારે મળે ?

આધળા, કાણા, ચીપડા તથા દેખતા નક્ષત્રોનુ કોષ્ટક પાછળ આપી ગયા છીએ તેની રીત એવી છે કે રોહિણી નક્ષત્રથી ચાર નક્ષત્ર અનુક્રમે ગણવા અને ચોથુ નક્ષત્ર આવે

તે અનુક્રમે આંધળા, કાણાં, ચિપડા તથા દેખતા નક્ષત્રનું ગણવું. આંધળા નક્ષત્રમાં ખોવાએલી વસ્તુ તુરતમાં જ મળી જાય, ચીપડા નક્ષત્રમાં ગઈ હોય તો મળતાં મુસ્કેલી પડે, અને દેખતા નક્ષત્રમાં ગુમ થઈ હોય તો તેનો પત્તો ન મળે.

## બાળક, તરૂણ તથા વૃદ્ધ નક્ષત્રો.

સૂર્યના તપતા નક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણતાં નવ નક્ષત્રમાં આવે તો તે નક્ષત્રોની બાળક અવસ્થા ગણવી. નવથી બાર નક્ષત્ર એટલે કે એકવીશ નક્ષત્ર સુધી તરૂણ અવસ્થા આવે અને પાછલા છ નક્ષત્રમાં વૃદ્ધાવસ્થા. હવે કોઇ વસ્તુ જો જુવાન અવસ્થાના નક્ષત્રમાં ગઈ હોય તો તે ન મળે, બાળક અવસ્થાના નક્ષત્રમાં ગઇ હોય તો તરત મળે, વૃદ્ધાવસ્થાના નક્ષત્રમાં ગઈ હોય તો ઘણે લાંબે ગાળે મળે, ખોવાયાનો અર્થ ગુમ થવું અથવા આપણે પોતે ભૂલી જવું એવો આ સ્થળે કરવાનો છે.

## સર્પદંશ ઉપર નક્ષત્રોની અસર.

અશ્લેષા, શતભિષા, આર્દ્રા, ધનિષ્ટા, જ્યેષ્ઠા, ત્રણપૂર્વા, ભરણી, કૃતિકા, વિશાખા, વિગેરે નક્ષત્રો હોય, રવિવાર, મંગળવાર, તથા શનિવાર હોય, અને તિથિઓમાં ચોથ, નોમ, છઠ તથા બારશ હોય, તો તે મૃત્યુયોગ ગણાય. એવા મૃત્યુ યોગને વિષે સર્પદંશ થાય તો જીવનની આશા ન રખાય.

## કોને કઈ રાશિ ઘાતક ગણાય ?

| | |
|---|---|
| મેષ તથા વૃશ્ચિક રાશિવાળાને | નંદા તિથિ ઘાતક |
| મિથુન તથા કર્ક રાશિવાળાને | ભદ્રા તિથિ ઘાતક |
| કન્યા રાશિવાળાને | પૂર્ણા તિથિ ઘાતક |
| ધનરાશિ તથા કુંભ રાશિવાળાને | જયા તિથિઓ ઘાતક |
| વરખ તથા તુલા રાશિવાળાને | રિક્તા તિથિ કાળતુલ્ય |
| મીન તથા મકર રાશિવાળાને | પૂર્ણા તિથિ ઘાતક |

એ પ્રમાણે કઇ રાશિવાળાને કઈ તિથિ ઘાતક ગણાય તેનુ સ્પષ્ટીકરણ મુનિઓ પોતે કરી ગયા છે

એ ઘાતક તિથિઓ રોગી પુરૂષને ભારે કષ્ટ કરનારી જાણવી

## રોગીઓના રોગ ઉપર નક્ષત્રનો પ્રભાવ

સ્વાતિ, પૂર્વા ફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, અશ્લેષા, જ્યેષ્ઠા, આર્દ્રા એ નક્ષત્રોમા રોગીને પ્રથમ રોગ થાય તો તે મટવો મુસ્કેલ રેવતી અને અનુરાધામા થાય તો રોગ વહેલો મટે મૃગશર, ઉત્તરાષાઢા, અને મઘા નક્ષત્રમા રોગ થયો હોય તો વીસ દીવસ સુધીજ માત્ર કષ્ટ પામે વિશાખા, ભરણી, હસ્ત, ધનિષ્ઠા નક્ષત્રોમા થયેલો રોગ પંદર દિવસ સુધી રહે, ચિત્રા નક્ષત્રનો રોગ માત્ર અગીઆર દિવસ રહે, શ્રવણ, શત ભિષા, અશ્વિની, કૃત્તિકા અને મૂળ નક્ષત્રોનો રોગ માત્ર નવ દિવસસુધી પીડા આપે, પુષ્ય, ઉત્તરા ભાદ્રપદ, ઉત્તરા ફાલ્ગુણી,

પુનર્વસુ આદિ નક્ષત્રોમાં થતા રોગ માત્ર એક અઠવાડીયા સુધી જ રહે. રોગીને માટે ચોથી તારા શુભ સૂચક સમજવી.

**રોગીએ ઔષધ ક્યારે લેવું ?**—ચર નક્ષત્ર એટલે કે સ્વાતિ, પુનર્વસુ, શ્રવણ, મૃદુ નક્ષત્રો–મૃગશર, ચિત્રા, રેવતી; ક્ષિપ્ર નક્ષત્રો–હસ્ત, અશ્વિની, પુષ્ય, અભિજીત વગેરે નક્ષત્રોમાં ઔષધ લેવામાં આવે તો જન્મ પર્યંત બીજો રોગ ન થાય, શરીર પુષ્ટ થાય અને જુનાં રોગ નાશ પામે.

## મૃત ક્રિયા ક્યારે ન કરવી ?

મરણ પામેલા માણસ પાછળ તેર દિવસ ગયા પછી તેની મૃત્યુ સંબંધી બધી ક્રિયા કરી શકાય, પણ તેમાં અપવાદ એટલો સમજવાનો કે યમલયોગ તથા ત્રિપુષ્કરયોગમાં એવી ક્રિયા ન થઈ શકે. આર્દ્રા, મૂળ, અનુરાધા, મિશ્ર, ક્રૂર, અને ધ્રુવ નક્ષત્રોમાં પ્રેત સંબંધી કંઈ ક્રિયા ન કરાય. યમલયોગ, ત્રિપુષ્કરયોગ, શ્રવણ, ધનિષ્ઠા આદિ પાંચ નક્ષત્ર એટલે કે પંચકમાં પ્રેતની ક્રિયા ન કરવી. મૂળ, આર્દ્રા, ભરણી, અશ્વિની, પુષ્ય, હસ્ત, સ્વાતિ, રેવતી, જ્યેષ્ઠા, રવિવાર તથા બુધવાર વિગેરે વારો તથા નક્ષત્રો તજવા ઘટે.

## ગોચરી, તપશ્ચર્યા તથા લોચના મુહૂર્તો

મૃગશર, રેવતી, ચિત્રા આદિ મૃદુ નક્ષત્રો, ત્રણ ઉત્તરા, રોહિણી વિગેરે ધ્રુવ નક્ષત્રો, સ્વાતિ, પુનર્વસુ અને શ્રવણ આદિ ચર નક્ષત્રો, હસ્ત, અશ્વિની, પુષ્ય, અભિજીત વગેરે ક્ષિપ્ર

નક્ષત્રો, તથા મગળવાર અને શનિવાર ઇત્યાદિ ત્યજવા બાકીના વાર અને નક્ષત્રમા પ્રથમ ગોચરી, પ્રથમ તપશ્ચર્યા કે લોચાદિ ધર્મક્રિયા કરી હોય તો સારૂ ફળ આપે કૃતિકા, વિશાખા, મઘા અને ભરણી એ ચાર નક્ષત્રોમા લોચ ન થાય

## કયારે કેવો ચદ્ર ઉગે ?

વૃશ્ચિક, સિહ અને ધનરાશિની સક્રાન્તિમા ચદ્રમા વાકો ઉગે, કન્યા, તુલા સક્રાન્તિમા ઉભો શૂળીના આકારે ઉગે, મીન સક્રાન્તિમા જમણી બાજુએ ઉચો હોય, મેષ, કુભ, વૃષભ સક્રાન્તિમા સમાન—સરખો ઉગે મિથુન, મકર સક્રાન્તિમા હળના આકારે ઉગે તો સારૂ ફળ આપે ધન અને કર્ક સક્રાન્તિમા નિર્મળ—વાદળા વિનાનો ઉગે તો સારો અને તેથી ઉલટો ઉગે તો માઠુ ફળ આપે સમ એટલે સરખો ચંદ્રમા ઉગે તો બહુ સારો, ઉત્તર દિશામાથી ઉંચો ઉગે તો મોઘવારી થાય, લોકોમા ભય વ્યાપે, શૂળીના આકારે ઉગે તો રોગાદિક પીડા ઉભી કરે, દક્ષિણ દિશામાં ચદ્રમાનુ શીંગડુ એટલે કે અણી ઉંચી હોય તો સુકાળ કરે, રાતા રગનો ચદ્ર રસવાળી વસ્તુઓને મોઘી કરે, શુદ્ધ ધોળો ચદ્ર સારો વરસાદ લાવે, ધુમાડા જેવો ચદ્રમા ભય તથા દુખ ઉપજાવે, અને કાળા રગનો ચદ્રમા દુનિયામા માણસોની કતલ કરાવે

આર્દ્રા, ભરણી, અશ્લેષા, જ્યેષ્ઠા, શતભિષા, અને સ્વાતિ એ ૭ નક્ષત્રોમા ચદ્રમા પ્રકાશે તો પૃથ્વી ઉપર ભયા

નક તોફાન થાય. ચંદ્રમાનો અર્થ અહીં બીજનો ઉગતો ચંદ્રમા લેવાનો છે.

## સૂર્યસંક્રાન્તિના પ્રકાર અને તેનાં ફળ.

સૂર્યોદયમાં સંક્રાન્તિ બેસે તો તે વિષવતી કહેવાય અને તેથી પ્રજામાં વિપત્તિ ફેલાય, મધ્યાન્હ સમયમાં સંક્રાન્તિ બેસે તો સર્વ ધાન્ય મોંઘું થાય; ખેતીને હાનિ કરે, સૂર્યાસ્ત સમયમાં સંક્રાન્તિ બેસે તો સર્વ ધાન્યોની વૃદ્ધિ થાય, સોંઘવારી થાય, અડધી રાત્રિયે સંક્રાન્તિ બેસે તો દુઃખનો નાશ થાય, સુભિક્ષ કરે અને સર્વ વસ્તુ સમભાવે રાખે.

## લગ્ન તથા સંક્રાન્તિ કેટલી ઘડી-પળ ભોગવે ?

મીન, મેષ લગ્ન ત્રણ ઘડી અને ૪૫ પળ ભોગવે, વરખ, કુંભ લગ્ન ૪ ઘડી ને ૧૫ પળ ભોગવે, મીથુન તથા મકર લગ્ન ૫ ઘડી અને ૫ પળ ભોગવે. ધન તથા કર્ક લગ્ન ૫ ઘડી ને ૪૧ પળ ભોગવે. સિંહ તથા વૃશ્ચિક લગ્ન પાંચ ઘડી ને ૪૨ પળ ભોગવે, કન્યા તથા તુલા લગ્ન ૫ ઘડી ને ૩૧ પળ ભોગવે.

મેષ તથા મીન સંક્રાન્તિ સાડી સાત ઘડી ભોગવે, વરખ તથા કુંભ સાડી આઠ ઘડી ભોગવે; મિથુન તથા મકર દશ ઘડી ભોગવે, કર્ક તથા ધન અગીઆર, સિંહ તથા વૃશ્ચિક પણ અગીઆર અને કન્યા તથા તુલા પણ અગીઆર ઘડી ભોગવે.

કર્ક સંક્રાન્તિથી દિનમાન ઘટે, મેષ તથા તુલા સંક્રા-

ન્તિમા દિવસ-રાત્રી સરખાં હોય મકર સંક્રાન્તિથી દિનમાન વધે અને રાત્રી ઘટે એવી રીતે અનુક્રમે દિવસ અને રાત્રીમા વધ-ઘટ થાય વિશેષ ખુલાસો નીચે પ્રમાણે —

## લગ્નની ઘડી-પળનુ યંત્ર

| લગ્ન માન — | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘડી માન — | ૩ | ૪ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૪ | ૩ |
| પળ માન — | ૪૫ | ૧૬ | ૫ | ૪૧ | ૪૨ | ૩૧ | ૩૧ | ૪૨ | ૪૧ | ૫ | ૧૬ | ૪૫ |

## સંક્રાન્તિની પળ-વિપળનુ યંત્ર

| સંક્રાન્તિ | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પળમાન | ૭ | ૮ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૦ | ૮ | ૭ |
| અક્ષરમાન | ૩૦ | ૩૨ | ૧૦ | ૨૦ | ૨૪ | ૨ | ૨ | ૨૪ | ૨૦ | ૧૦ | ૩૨ | ૩૦ |
| દીન પ્રગે ભોગવે | ૩૦ દીવસ | ૩૦ દીવસ | ૩૦ દીવસ | ૩૦ દીવસ | ૩૦ દીવસ | ૩૦ દીવસ | ૩૦ દીવસ | ૩૦ દીવસ | ૩૦ દીવસ | ૩૦ દીવસ | ૩૦ દીવસ | ૩૦ દીવસ |

## નીચા મુખવાળા નક્ષત્રો

કૃત્તિકા, ભરણી, અશ્લેષા, મઘા, મૂળ, વિશાખા અને ત્રણ પૂર્વા મળીને નવ નક્ષત્રો નીચા મુખવાળા કહ્યા છે માટે એ નક્ષત્રોમા કુવો કે તળાવ વિગેરે કરાવવા નહીં દેવસ્થાન, નવુ ઘર, વિદ્યારંભ અથવા થાપણ તરીકે કોઈ વસ્તુ ભંડાર-

વામાં હરકત નહીં. ગણિતવિદ્યાનો અભ્યાસ કરવામાં, જમીનમાંથી દાટેલું ધન કાઢવામાં કે જ્યોતિષનો અભ્યાસ કરવામાં, ઉપર કહ્યાં તેવાં નીચાં મુખવાળાં નક્ષત્રો સારાં છે. તેમાં આરંભેલું કામ સિદ્ધિ ફળને આપનારૂં છે.

## ચોપગાં જાનવર ક્યારે લેવાં ?

રેવતી, અશ્વિની, ચિત્રા, સ્વાતિ, હસ્ત, પુનર્વસુ, અનુરાધા, મૃગશર અને જ્યેષ્ઠા નક્ષત્રો વાંકા મુખવાળાં ગણાય છે. એ નક્ષત્રોમાં હાથી, ઘોડા, ઉંટ, બળદ વિગેરે ખેતી ઉપયોગી પશુઓનો વેપાર સારો લાભદાયક થઇ પડે છે. ગાડી કે રથ જેવા વાહનોમાં પ્રથમ બેસવું હોય તો પણ એ નક્ષત્રો સારાં છે. પણ રોહિણી, આર્દ્રા, ધનિષ્ઠા, પુષ્ય, ત્રણ ઉત્તરા, શ્રવણ, શતભિષા વિગેરે નક્ષત્રો ઉંચા મુખવાળાં ગણાય છે. રાજ્યાભિષેક, પાટ–અભિષેક, બગીચો કે મહેલ બનાવવામાં એ ઉંચા મુખવાળાં નક્ષત્રો લાભદાયક ગણાય. ધજા, કળશ, પતાકા તથા સ્ત્રીને આભૂષણો પહેરાવવામાં પણ એ ઉંચા મુખવાળા નક્ષત્રો બહુ લાભદાયક થઇ પડે છે.

## રાહુનું ફળ

પોતાની રાશિથી ગણતાં જે રાહુ આવે તેનું ફળ નીચે પ્રમાણે છે:–ત્રીજો, છઠો, દશમો અને અગીઆરમો રાહુ શુભ ફળ આપે છે, પણ જન્મનો રાહુ વર્જવાનો છે; કારણ કે તે રાહુનું ફળ ચંદ્રમા સમાન હોય છે. પોતાની રાશિથી ત્રીજો, ચોથો, નવમો અને અગીઆરમો રાહુ હોય તો પણ તે સારૂં

ફળ આપે પાચમો, બાગ્મો, આઠમો ને દશમો મધ્યમ ફળ આપે પહેલો, છઠ્ઠો, બીજો ને સાતમો શત્રુ અનિષ્ટ ફળ આપે છે

## ઘર ફરવાનુ–વસવાનું મુહૂર્ત્ત.

નવા તૈયાર કરેલા દેવગૃહમા અથવા પોતાના ઘરમા પ્રવેશ કરતી વખતે જો ચૈત્ર મહિનો ચાલતો હોય તો પ્રવેશ કરનારને શોક સતાપ થાય તેમજ તે મકાન પણ લાબો સમય ન ટકે જો વૈશાક માસમા પ્રવેશ કરે તો ઘણુ ધન પ્રાપ્ત થાય જેઠમાસમા પ્રવેશ કરે તો મૃત્યુ થાય, અષાડમા પ્રવેશ કરે તો પશુનો નાશ થાય, શ્રાવણ માસમા પ્રવેશ કરે તો ધન-ધાન્યની સારી પ્રાપ્તિ થાય, ભાદરવામાં પ્રવેશ કરે તો મકાન શૂનશાન થઇ જાય, આસો માસમા પ્રવેશ કરે તો કલેશ થાય, કારતક માસમા ઘર પ્રવેશ કરે તો મૃત્યુ થાય, માગશર માસમા ઘર પ્રવેશ કરે તો ધનની પ્રાપ્તિ થાય, પોષમા કરે તો સપત્તિ મળે, માહ માસમા કરે તો અગ્નિનો ભય થાય, ફાગણ માસમા કરે તો લક્ષ્મીની પ્રાપ્તિ થાય, એ પ્રમાણે શિલ્પશાસ્ત્રીઓનુ વિધાન છે ઘર બધાવવામા વૈશાક, શ્રાવણ, માગશર અને ફાગણ માસ ઉત્તમ છે

## શેષનાગને ખુટી કયાં વાગવી જોઇએ ?

શેષનાગના યત્ર પ્રમાણે અમે મકાન બાધવા વિષે તથા પરણવાની ચૉરી બાધવા વિષે કઈક કહીએ છીએ —મીન રાશિથી અનુક્રમે સગેવર બનાવવાના કામો ગણવાના છે મીન લગ્ન તથા સિહલગ્ન ઘર બાધવામા લેવુ સિહલગ્નથી મેષ-

નાગનું ઘર જોવું. વરખ રાશિથો તથા વરખ સંક્રાન્તિથી ચૅારીમાં શેષનાગનો વાસો સમજવો. દેવમંદિર વિષે મીન રાશિથી સમજવો. ઈશાન ખૂણેથી લઈને ચાર ખૂણે ત્રણ ત્રણ સંક્રાન્તિએ શેષનાગ સમજવો; સિંહ, કન્યા, તુલા, એ ત્રણ સંક્રાન્તિમાં ઇશાન ખૂણામાં શેષનાગનું ઘર હોય છે, એવીરીતે અનુક્રમે ત્રણ ત્રણ રાશી સમજવી, તેમાં જો મકાન બાંધતી વખતે શેષનાગના માથે ખીલી આવે તો સ્ત્રી મરી જાય, કેડમાં ખીલી આવે તો ઘરધણી મરે, પુંઠે ખીલી આવે તો કુટુંબનો નાશ થાય પણ જો પૂંછડી ઉપર આવે તો સર્વ કાર્યો સિદ્ધ થાય.

## ગુરૂનું ફળ

અગીયારમો, બીજો, ત્રીજો, નવમો, સાતમો અને પાંચમો ગુરૂ મ્હોટા ધર્મકાર્યમાં સિદ્ધિદાયક થાય છે. માટે ગુરૂનું બળ જોઇને બધાં શુભ કામ આદરવાં એવો પ્રાચીન પ્રાજ્ઞ પુરૂષોનો મત છે.

## સર્વાંગયોગ યંત્ર.

ટુંકામાં સર્વાંગયોગ યંત્ર નીચે આપવામાં આવે છે. તેમાં લક્ષ્મી, સુખ, ધાન્ય વિગેરે કયા મુહુર્ત્તોમાં મળે તેનું સ્પષ્ટીકરણ છે, તેમજ દુઃખાદિ કયા મુહૂર્ત્તોમાં સાંપડે તે પણ ટુંકામાં બતાવ્યું છે. દાખલા તરીકે એકમ, બીજ ને છઠના મુહુર્ત્તમાં તથા રવિવારે કંઈ મુહૂર્ત્ત કરે તો લક્ષ્મિની પ્રાપ્તિ થાય, તેવી જ રીતે દુઃખ, લાભ વિગેરેને વિષે પણ સમજી લેવાનું છે. એ મુહૂર્ત્તની બે ઘડી માત્ર જ સમજવી.

| રવિ | સોમ | મગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૮ | ૮ | ૬ | ૭ | ૪-૧ | ૩-૫ |
| ૭ | ૫ | ૪ | ૮ | ૭ | ૮ | ૮ |
| ૬ | ૧ | ૭ | ૮ | ૫ | ૬ | ૭ |
| લક્ષ્મી | દુખ | લાભ | શોક | સુખ | ધીરજ | અન્ન |

## કુડલી ઉપરથી જીદગીનાં સુખ-દુઃખ શી રીતે જાણવાં?

નીચે અમે જે કુડલી આપી છે તેની મતલબ એવી છે કે બાર ભુવનમા બાર રાશિના નામ મૂકવામા આવ્યા છે હવે તેમા કયા સ્થાનમા કયો ગ્રહ આવેલો છે તે જોવુ તે ગ્રહ ઉચનો છે કે નીચનો, શત્રુ છે કે મિત્ર, તે પણ જોવુ (એ વિષે પાછળ બધો ખુલાસો થઇ ગયો છે) એવી રીતે ઝીણવટથી તપાસવામા આવે તો આખી જીદગી પર્યતના સુખ—દુખ સમજી શકાય છે નીચે જે બાર ભવન આપ્યા છે તેમા જો ૧, ૪, ૭, ૧૦ સ્થાનમા મગળ ગ્રહ આવ્યો હોય તો સ્રીને ઘાટડીએ અને પુરૂષને પાઘડીયે એમ સમજવુ આખી જીદગીના સુખદુખ જાણવાની કુડલી નીચે પ્રમાણે છે —


૨
દ્રવ્ય
વરખ
૧૨
ખર્ચ
મીન
૩
પરાક્રમ.
મિથુન
૧
દેહસ્થાન
મેષ
૧૧
લાભ.
કુંભ
૪
સુખ
કર્ક
૧૦
રાજ્ય
મકર
૫
પુત્ર.
સિંહ
૭
સ્ત્રી
તુલા
૯
ભાગ્ય
ધન
૬
શત્રુ
કન્યા
૮
આયુષ્ય
વૃશ્ચિક

# રોગીને રોગમુક્ત થવાનો યંત્ર.

| અનુક્રમ | નક્ષત્ર | પાયો ૧ લો | પાયો ૨ જો | પાયો ૩ જો | અનુક્રમ | નક્ષત્ર | પાયો ૧ લો | પાયો ૨ જો | પાયો ૩ જો |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | કૃતિકા | દીન ૫ | દી ૧૦ | મરણ | ૧૫ | અનુ૦ | દીન ૭ | દી ૧૫ | મરણ |
| ૨ | રોહિ૦ | ,, ૯ | ,, ૧૩ | દી ૧૦ | ૧૬ | જ્યેષ્ઠા | ,, ૪૫ | ,, ૧૬ | ,, |
| ૩ | મૃગશર | ,, ૭ | ,, ૧૩ | ,, ૧૦ | ૧૭ | મૂન | ,, ૧૫ | મરણ | ,, |
| ૪ | આર્દ્રા | ,, ૧૫ | ,, ૧૭ | મરણ | ૧૮ | પૂષાઢા | ,, ૯૦ | દી ૧૬ | ,, |
| ૫ | પુનર્વ૦ | ,, ૪૫ | ,, ૭ | દી -૫ | ૧૯ | ઉ ષા | ,, ૧૫ | ,, ૧૨ | દી ૨૦ |
| | પુષ્ય | ,, ૭ | ,, ૧૨ | ,, ૨૧ | ૨૦ | શ્રવણ | ,, ૮ | ,, ૨૦ | ,, ૧૬ |
| ૭ | અશ્લે | ,, ૯ | દીન મ | ,, ૪૪ | ૨૧ | ધનીષ્ઠા | ,, ૨૭ | ,, ૨૦ | ,, ૯ |
| ૮ | મઘા | ,, ૭ | દી ૨૦ | મરણ | ૨૨ | શતભી | ,, ૮ | ,, ૧૮ | ,, ૧૬ |
| ૯ | પૂ ફા | ,, ૧૩ | ,, ૭ | મરણ | ૨૩ | પૂ ભા | ,, ૯ | મરણ | ,, ૧૨ |
| ૧૦ | ઉ ફા | ,, ૧૪ | ,, ૭ | દીન ૮ | ૨૪ | ઉ ભા | ,, ૧૦ | દી ૨૦ | ,, ૨૦ |
| ૧૧ | હસ્ત | ,, ૮ | ,, ૪ | ,, ૫ | ૨૫ | રેવતી | ,, ૮ | ,, ૬૭ | મરણ |
| ૧૨ | ચિત્રા | ,, ૩ | ,, ૯ | ,, ૧૦ | ૨૬ | અશ્વિ | ,, ૧૦ | ,, ૭૭ | દી ૩૨ |
| ૧૩ | સ્વાતિ | ,, ૧૦ | ,, ૧૨ | મરણ | ૨૭ | ભરણી | ,, ૯ | મરણ | મરણ |
| ૧૪ | વિશા | ,, ૪૮ | ,, ૧૨ | દી ૨૫ | | | | | |

**સમજુતી:**—રોગીને પ્રથમ રોગ ક્યારે થયો તે વિષે પ્રશ્ન પુછી જોવો. પછી જે દિવસે રોગ થયો હોય તે દિવસનું નક્ષત્ર જોવું. તે નક્ષત્રના ત્રણ ભાગ—પાયા કરવા. દરેક પાયા-ભાગની વીસ ઘડી અવધારવી, એટલે કે પહેલે પાયે વીસ ઘડી, બીજે પાયે વીસ ઘડી અને ત્રીજે પાયે વીસ ઘડી. કારણ કે એક નક્ષત્રની સાઠ ઘડી હોય છે. દાખલા તરીકે ધારો કે રોગીને પ્રશ્ન કરવાથી તેને કૃતિકા નક્ષત્રમાં પહેલે પાયે રોગ થયો છે એમ માલૂમ પડે તો ઉપરનું યંત્ર જોવું. ત્યાં પાંચ દિવસ લખેલા જણાશે. તેથી તેને કહી દેવું કે "તારો રોગ પાંચ દિવસમાં મટી જવો જોઇએ." જો બીજા પાયામાં રોગ થયો હોય તો દસ દિવસની અંદર રોગી રોગથી મુક્ત થાય અને ત્રીજા પાયામાં થયો હોય તો તેને મરણાંત કષ્ટ થશે એમ સમજી લેવું. એવી રીતે સત્તાવીશે નક્ષત્રને વિષે સમજવાનું છે, પણ નક્ષત્રના પાયા અને નક્ષત્ર બરાબર જાણી લેવાં—એમાં ભૂલ થાય તો આપણું કથન ખોટું ઠરે.

## ચાલુ વર્ષ કેવું નીવડશે ?

નીચે વર્ષના ચાર સ્થંભનો યંત્ર આપ્યો છે, તે પરથી ચાલુ વર્ષ અથવા ગમે તે વર્ષ કેવું નીવડશે તેની સ્હેજે કલ્પના થઇ શકશે:—

| સ્થભ | માસ | તિથિ | નક્ષત્ર |
|---|---|---|---|
| પાણીનો | ચૈત્ર શુદિ | ૧ | રેવતી |
| તાપનો | વૈશાક શુદિ | ૧ | ભરણી |
| પવનનો | જેઠ શુદિ | ૧ | મૃગશર |
| અન્નનો | અષાઢ શુદિ | ૧ | પુનર્વસુ |

**સમજુતી** —ઉપરના માસ, તિથિ, નક્ષત્ર જે વર્ષમા હોય તે વર્ષ સારૂ ગણાય છે જેમકે ચૈત્ર શુદિ ૧ ને દિવસે રેવતી નક્ષત્ર હોય તો વરસાદ સારો થાય, વૈશાક શુદિ ૧ ને દિવસે ભરણી નક્ષત્ર હોય તો તાપ અનુકૂળ પડે, જેઠ શુદિ ૧ દિવસે મૃગશર નક્ષત્ર હોય તો પવન અનુકૂળ વાય અને અષાડ શુદિ ૧ ને દિવસે પુનર્વસુ નક્ષત્ર હોય તો અન્ન સારૂ પાકે

## ગયેલી વસ્તુ કેટલા દિવસમાં મળે ?

ભૂલથી અથવા ગફલતથી ઘણીવાર વસ્તુઓ ખોવાઇ જાય છે તે પાછી મળશે કે નહીં અને મળશે તો કયારે, તેનો નિર્ણય કરવાનો કોઠો અત્રે નીચે આપ્યો છે જે દિવસે વસ્તુ ખોવાઇ હોય તે દિવસનુ નક્ષત્ર શોધી કાઢી ગુમાવેલી વસ્તુ કેટલા દિવસમા મળશે તે કહી દેવુ નીચેના યંત્રમા નક્ષત્ર અને દિવસ સ્પષ્ટ રીતે નોધવામા આવ્યા છે તેથી એ વિષે વધારે સમજુતી આપવાની જરૂર નથી

## ગત વસ્તુ મળવાનો કોઠો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૧) અશ્વિનીમા | ગયેલી | વસ્તુ | ૯ | દિવસમા | મળે |
| (૨) ભરણીમા | ” | ” | ૧૫ | ” | ” |
| (૩) કૃતિકામા | ” | ” | ૯ | ” | ” |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| (૪) | રોહિણીમાં | ગયેલી | વસ્તુ | ૭ | દિવસમાં | મળે |
| (૫) | મૃગશરમાં | ,, | ,, | ૩૦ | ,, | ,, |
| (૬) | આર્દ્રામાં | ,, | ,, | મુદ્દલ | ન | મળે |
| (૭) | પુષ્યમાં | ,, | ,, | ૭ | દિવસમાં | ,, |
| (૮) | પુનર્વસુમાં | ,, | ,, | ૭ | ,, | ,, |
| (૯) | અશ્લેષામાં | ,, | ,, | બીલકુલ | ન | ,, |
| (૧૦) | મઘામાં | ,, | ,, | ૨૦ | દિવસમાં | ,, |
| (૧૧) | પૂર્વા ફાલ્ગુનીમાં | ,, | ,, | | ન | ,, |
| (૧૨) | ઉત્તરા ફાલ્ગુનીમાં | ,, | ,, | ૭ | દિવસમાં | ,, |
| (૧૩) | હસ્તમાં | ,, | ,, | ૧૫ | ,, | ,, |
| (૧૪) | ચિત્રામાં | ,, | ,, | ૧૧ | ,, | ,, |
| (૧૫) | સ્વાતિમાં | ,, | ,, | | ન | ,, |
| (૧૬) | વિશાખામાં | ,, | ,, | ૧૫ | દિવસમાં | ,, |
| (૧૭) | અનુરાધામાં | ,, | ,, | | કષ્ટથી | ,, |
| (૧૮) | જ્યેષ્ઠામાં | ,, | ,, | | ન | ,, |
| (૧૯) | મૂળમાં | ,, | ,, | ૯ | દિવસમાં | ,, |
| (૨૦) | પૂર્વાષાઢામાં | ,, | ,, | | ન | ,, |
| (૨૧) | ઉત્તરાષાઢામાં | ,, | ,, | ૩૦ | દિવસમાં | ,, |
| (૨૨) | અભિચમાં | ,, | ,, | ૧૨ | ,, | ,, |
| (૨૩) | શ્રવણમાં | ,, | ,, | ૧૫ | ,, | ,, |
| (૨૪) | ધનિષ્ઠામાં | ,, | ,, | ૧૧ | ,, | ,, |
| (૨૫) | શતભિષામાં | ,, | ,, | ૧૧ | ,, | ,, |
| (૨૬) | પૂર્વાભાદ્રપદમાં | ,, | ,, | | ન | ,, |
| (૨૭) | ઉત્તરાભાદ્રપદમાં | ,, | ,, | ૭ | દિવસમાં | ,, |
| (૨૮) | રેવતીમાં | ,, | ,, | | કષ્ટે | ,, |

# સાત વારના શુભ યોગ

| વાર | તિથિ | | | નક્ષત્ર | | | | | | | | | યોગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રવિ | ૧ | ૮ | ૯ | હસ્ત | ઉ ષા | ઉ ફા | ઉ ભા | મૂળ | રેવતિ | અશ્વિ | ધનિ | પુષ્ય | શુભ |
| સોમ | ૨ | ૯ | અશ્લે | શ્રવણુ | રોહિ | મૃગ | અનુ | ૦ | ૦ | ૦ | ૦ | • | શુભ |
| મ ગળ | ૧૩ | ૮ | ૬ | ૩ | રેવતી | મૂળ. | અશ્ને | ઉ ભા | મૃગ | અશ્વિ | ૦ | ૦ | શુભ |
| બુધ | ૨ | ૧૨ | ૭ | શ્રવણુ | રોહી | પુષ્ય | અનુ | મૃગ | ૦ | કૃતિકા | ૦ | ૦ | શુભ |
| ગુરૂ | ૫ | ૧૦ | ૧૫ | ૧૧ | પુષ્ય | પુનર્વ | વિશા | રેવતી | અશ્વિ | હસ્ત | પૂ ફા | ૦ | શુભ |
| શુક્ર | ૧ | ૬ | ૧૧ | ૧૩ | પુનર્વ | હસ્ત | ઉ ષા | રેવતી | અશ્વિ | અનુ | ૦ | પૂ. ફા | શુભ |
| શનિ | ૪ | ૯ | ૧૪ | ૮ | પૂ ફા | રોહિ. | સ્વાતિ | શત | શ્રવણુ | ૦ | ૦ | ૦ | શુભ |

સમજુતી —રવિવાર ને ૧, ૮, કે ૯ હોય તેમજ હસ્ત, ઉત્તરાષાઢા, ઉત્તરા ફાલ્ગુણી, ઉત્તરા ભાદ્રપદ, મૂળ, રેવતી, અશ્વિની, ધનિષ્ટા, પુષ્ય નક્ષત્ર હોય તો શુભયોગ જાણુવો એજ રીતે ઉપરના યંત્રમા કહ્યું છે તેમ બીજા વારોને વિષે પણ સમજી લેવુ

# સાત વારના અશુભ યોગનું યંત્ર

| વાર | તિથિ | | | | | | | —નક્ષત્ર— | | | | | યોગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રવિ | ૭ | ૧૨ | ૬ | ૧૧ | ૧૪ | ભરણી | વિશા. | અનુ. | જ્યેષ્ઠા | મઘા | ૦ | ૦ | અશુભ |
| સોમ | ૭ | ૧૧ | ૧૨ | ૧૩ | પૂ. ષા | ઉ. ષા. | ચિત્રા | વિશા. | ૦ | ૦ | ૦ | ૦ | અશુભ |
| મંગળ | ૧ | ૧૧ | ૧૦ | ઉ. ષા. | ધનિષ્ઠા | શત. | પૂ. ભા. | આર્દ્રા | ૦ | ૦ | ૦ | ૦ | અશુભ |
| બુધ | ૧૪ | ૧ | ૯ | ૩ | ૮ | ૧૩ | મૂળ | ધનિષ્ઠા | રેવતી | અશ્વિ. | ૦ | ૦ | અશુભ |
| ગુરૂ | ૬ | ૮ | ૧૨ | ૭ | ૧૨ | ૪ | કૃતિકા | ઉ. ફા. | રોહિ. | મૃગશ. | આર્દ્રા | ૦ | અશુભ |
| શુક્ર | ૨ | ૩ | ૭ | ૪ | ૯ | ૧૪ | પુષ્ય | અશ્લે. | મઘા | જ્યેષ્ઠા | રોહિ. | ૦ | અશુભ |
| શનિ | ૭ | ૬ | ૫ | ૧૦ | ૧૫ | રેવતી | ઉ. ષા. | ૦ | ઉ. ફા. | ૦ | હસ્ત | ચિત્રા | અશુભ |

ખુલાસો:—શુભયોગના યંત્રની જેમ આ અશુભયોગ પણ જોવા અને સમજવા.

## વિષ બાળક ક્યારે જન્મે ?

શનિવાર, અશ્લેષા નક્ષત્ર અને બીજ તિથિમા જો બાળકનો જન્મ થાય તો તે વિષ બાળક કહેવાય, મંગળવાર, ધનિષ્ઠા નક્ષત્ર અને સાતમને દિવસે પણ વિષ બાળક જન્મે છે, રવિવાર, કૃતિકા નક્ષત્ર અને બારશને દિને પણ વિષ બાળક જન્મ ધરે છે એવા વિષ ( ઝેરી ) બાળકો માત પિતાને તેમજ કુટુંબને પણ દુ ખદાયક થઇ પડે છે

### વિષ બાળક યંત્ર

| વાર | નક્ષત્ર | તિથિ |
|---|---|---|
| શનિ | અશ્લેષા | ૨ |
| મંગળ | ધનિષ્ઠા | ૭ |
| રવિ | કૃતિકા | ૧૨ |

ઇતિ શ્રી નારચંદ્ર જૈન જ્યોતિષ પ્રથમ ભાગ.

## રાશિની દિશાઓ

મીન, કર્ક વિગેરે રાશિઓ ઉત્તર દિશામાં; મિથુન, તુલા, કુંભ પશ્ચિમ દિશામાં; વરખ, કન્યા, મકર દક્ષિણ દિશામાં અને મેષ, સિંહ, ધન પુર્વ દિશામાં રહે છે :—

## રાશી દિશા યંત્ર

| | | |
|---|---|---|
| ઇશાન | મે. સિં. ધ | અગ્નિ |
| ક. મી. વૃ. | | |
| વાયવ્ય | મિ. તુ. કું. | નૈઋત્ય |

## રાશિની વિવિધ સંજ્ઞાઓ

**પુરૂષ—સ્ત્રી**—મેષ રાશિથી અનુક્રમે ગણતાં એક પુરૂષ જાતિની તથા બીજી સ્ત્રીજાતિની રાશિ સમજવી. જેમકે મેષ-રાશિની પુરૂષસંજ્ઞા તો વરખરાશિની સ્ત્રીસંજ્ઞા. એવી રીતે બારે રાશિઓને વિષે સમજવું

**ક્રૂર—અક્રૂર**—બીજી રીતે રાશિની ક્રૂર અને અક્રૂર એવી સંજ્ઞા પણ નક્કી કરવામાં આવી છે. તે પણ ઉપર પ્રમાણે અ-નુક્રમે સમજવાની છે. જેમકે મેષ રાશિની ક્રૂર સંજ્ઞા છે તો વરખની અક્રૂર સંજ્ઞા. એવી રીતે બારે રાશિની બાબત સમજી લેવું.

**ચર-સ્થિર-દ્વિસ્વભાવ**—ત્રીજી રીતે રાશિઓની ચર, સ્થિર અને દ્વિસ્વભાવ સંજ્ઞા પણ હોય છે જેમકે મેષ રાશિ ચર સંજ્ઞાવાળી તો વરખ રાશિ સ્થિર સંજ્ઞાવાળી અને મિથુનરાશિ બન્ને પ્રકારની સંજ્ઞા ધરાવનારી ગણાય છે એ રીતે અનુક્રમે બારે રાશિનો વિષય સમજી લેવો

**રાશિના-નવમાંશ**—દરેક રાશિના ત્રીશ અંશ હોય છે અને તેના નવ પાયા થાય છે હવે મેષરાશિનો નવમાંશ જોવો હોય તો મેષ રાશિથી ગણવુ એટલે મેષ રાશિનો પહેલો અંશ મેષ, બીજો અંશ વરખ અને એ પ્રમાણે તેનો નવમો અંશ ધનરાશિનો જાણવો

## રાશિમાં સ્ત્રી-પુરૂષ સંજ્ઞા

| | | |
|---|---|---|
| (૨) સ્ત્રી / (૩) પુરૂષ | (૧) મેષ (પુરૂષ) | (૧૨) સ્ત્રી / ૧૧ પુરૂષ |
| (૪) સ્ત્રી | | (૧૦) સ્ત્રી |
| (૫) પુરૂષ / (૬) સ્ત્રી | (૭) પુરૂષ | (૯) પુરૂષ / (૮) સ્ત્રી |

## ક્રૂર—અક્રૂર યંત્ર

| | | |
|---|---|---|
| (૨) અક્રૂર<br>(૩) ક્રૂર | (૧) ક્રૂર | (૧૨) અક્રૂર<br>(૧૧) ક્રૂર |
| (૪) અક્રૂર | | (૧૦) અક્રૂર |
| (૫) ક્રૂર<br>(૬) અક્રૂર | (૭) ક્રૂર | (૯) ક્રૂર<br>(૮) અક્રૂર |

## ચરાદિ સ્વભાવનું યંત્ર

| | | |
|---|---|---|
| (૨) સ્થિર<br>(૩) દ્વિ૦ | (૧) ચર | (૧૨) દ્વિ૦<br>(૧૧) સ્થિર |
| (૪) ચર | | (૧૦) ચર |
| (૫) સ્થિર<br>(૬) દ્વિ૦ | (૭) ચર | (૯) દ્વિ૦<br>(૮) સ્થિર |

## કઇ રાશિ કયારે બળવાન્ ગણાય ?

મેષ રાશિથી ચાર રાશિ એટલે કે મેષ, વરખ, મિથુન, કર્ક તથા ધન, મકર, મીન ગશિઓ રાત્રીએ બળવાન્ હોય છે અને સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, કુભ વિગેરે રાશિઓ દિવસે બળવાન્ બને છે

મેષ, વરખ, કર્ક, ધન, મકર એ રાશિની પૃષ્ઠોદય સ જ્ઞા છે મિથુન, સિહ, કન્યા, તુલા, વૃશ્ચિક, કુભ એ રાશિની શીર્પોદય સ જ્ઞા છે, અને મીન રાશિની ઉભય સ જ્ઞા છે

## રાશિનુ બળાબળસૂચક યંત્ર."

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મે૦ | વૃ૦ | મિ૦ | ક૦ | સિ૦ | ક૦ | તુ૦ | વૃ૦ | ધ૦ | મ૦ | કુ૦ | મિ૦ | રાશીઓ |
| રાત્રી | રાત્રી | રાત્રી | રાત્રી | દિવા | દિવા | દિવા | દિવા | રાત્રી | રાત્રી | દિવા | ગત્રી | દી૦ગ૦ |
| પૃષ્ઠો | પૃષ્ઠો | શીર્પો | પૃષ્ઠો | શીર્પો | શીર્પો | શીર્પો | શીર્પો | પૃષ્ઠો | પૃષ્ઠો | શીર્પો | ઉભ | શી૦ પૃ૦ |

## રાશિના અશોની ઉચ્ચતા અને નીચતા

મેષ રાશિનો રવિ દશ અશ સુધી પરમોત્કૃષ્ટ અશનો ગણાય છે, વરખ રાશિનો ચદ્રમા ત્રણ અશ સુધી પરમ ઉચ્ચનો ગણાય છે, મકર રાશિનો મ ગળ અઠ્ઠાવીસ અશ સુધી પરમ ઉચ્ચનો ગણાય છે, કન્યા રાશિનો બુધ પાંચ અ શ સુધી

પરમ ઉચ્ચનો, કર્ક રાશિનો ગુરૂ પાંચ અંશ સુધી પરમ ઉચ્ચનો, મીન રાશિનો શુક્ર સત્તાવીશ અંશ સુધી પરમ ઉચ્ચનો, તુલા રાશિનો શનિ વીશ અંશ સુધી પરમ ઉચ્ચનો અને મિથુન રાશિનો રાહુ પરમ ઉચ્ચનો કહેવાય છે. વિશેષ વિગત નીચેના યંત્રથી સમજાશે :—

## ઉચ્ચગ્રહ યંત્ર

| રવિ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | રાહુ | ગ્રહ યંત્ર |
|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | વૃષ | મકર | કન્યા | કર્ક | મીન | તુલા | મિથુન | ઉચ્ચ ગ્રહો |
| ૧૦ | ૩ | ૨૮ | ૫ | ૫ | ૨૭ | ૨૦ | ૦ | પરમ ઉચ્ચ અંશ |

**નીચ ગ્રહો**—ઉપર કહ્યા તે ઉચ્ચ ગ્રહોની રાશિથી સાતમી રાશિ નીચની સમજવી. અને ઉપર કહ્યા તે અંશ પ્રમાણે જ પરમ નીચ ગ્રહ સમજવા. જેમકે:—તુલા રાશિનો રવિ, વૃશ્ચિકનો ચંદ્રમા, કર્કનો મંગળ, મીનનો બુધ, મકરનો ગુરૂ, કન્યાનો શુક્ર, મેષનો શનિ અને ધનનો રાહુ નીચના સમજવા.

## બાર ભુવન કયા કયા ?

જન્મકુંડળીમાં અથવા વર્ષકુંડળીમાં લગ્નથી બાર

ભુવનના નામ નીચે પ્રમાણે —(૧) તનભુવન (૨) ધનભુવન (૩) ભાઈભુવન (૪) મિત્રભુવન (૫) પુત્રભુવન (૬) શત્રુભુવન (૭) સ્ત્રીભુવન (૮) આયુષ્ય ભુવન (૯) ધર્મ ભુવન (૧૦) કર્મભુવન (૧૧) લાભભુવન(૧૨) ખર્ચભુવન.

ચોથા ભુવનનુ નામ પાતાલહિબુક પણ છે અને તે સુખસ્થાન, બધુસ્થ ન તથા કેન્દ્રસ્થાન ગણાય છે નવમા તથા પાચમા ભુવનને ત્રિકોણસ્થાન કહ્યુ છે સાતમા ભુવનને ચામિત્ર તથા ધુન નામ આપ્યુ છે આઠમુ ભુનન છિદ્ર ભુવન અને પાચમુ ભુવન વિદ્યા તથા બુદ્ધિનુ છે ત્રિજા ભુવનને દુશ્ચિ કય તથા પરાક્રમભુવન, દશમા ભુવનને અબર તથા વેપાર-ભુવન અને અગીઆરમા ભુવનને સર્વથી શ્રેષ્ઠ એટલે લાભભુ વન કહેવામા આવે છે પહેલા, ચોથા, સાતમા અને દશમા ભુવનોને કેદ્રભુવન કહે છે તેની કટક સજ્ઞા કહી છે તેમજ બારે ભુવનને પણ કુર આપોકિલ્પ એવી સ જ્ઞાઓ છે એ બારે ભુવનનુ સ્પષ્ટીકરણ નીચેના યત્રમા જડશે

ઉપચય સ્થાન–ત્રીજા, છઠ્ઠા તથા અગીયારમા ભુવનને ઉપચયસ્થાન કહે છે.

વર્ગોત્તમ ગ્રહ–બળવાન્ ચર રાશિના પહેલા નવમા-

શમાં જે ગ્રહ હોય તેને વર્ગોત્તમ ગ્રહ કહેવામાં આવે છે. મતલબ કે તે બહુ બળવાન્ હોય છે. સ્થિર રાશિના મધ્ય નવમાંશમાં એટલે પાંચમા નવમાંશમાં જે ગ્રહ હોય તે પણ વર્ગોત્તમ ગ્રહ ગણાય, અને દ્વિસ્વભાવવાળાં અંતના એટલે કે નવમાંશમાં જે ગ્રહ હોય તે પણ વર્ગોત્તમી કહેવાય.

## બાર ભુવનનું સંજ્ઞાયંત્ર

| | | |
|---|---|---|
| ધન ( ૨ )<br>પણ. ફર. | કેન્દ્ર ચતુષ્ટયં<br>કંટકં ચ તનુ· | ખર્ચ (૧૨)<br>વ્યય, રીપુ. આપોકિલ્મ |
| સહજ (૩), વિક્રમ, આપોકિલ્મ, ઉપચય, દુશ્ચિક. | મૂર્ત્તિ નામાનિઃ—<br>(૧) તનુ | લાભ (૧૧)<br>પણ, ફર. સર્વતોભદ્ર ઉપચય. |
| (૪) સુખ. કેન્દ્ર ચતુષ્ટય<br>કંટક, ચતુરસ્ત્ર, પાતાલ,<br>હિબુક, બંધુ, વાહન, માતા | | કર્મ (૧૦) કેંદ્ર ચતુષ્ટય,<br>ઉપચય. કંટક, દશમ.<br>મધ્યમ, પૂર્ણ. અંબર. |
| સુત (૫) પંચમ<br>ધી, ત્રિકોણ પણ. ફર. | કલત્ર (૭) સ્ત્રી.<br>કેન્દ્ર ચતુષ્ટય.<br>કંટક, યામિત્ર અસ્ત<br>સપ્તમ | ધર્મ (૯) ત્રિકોણ<br>પણ. ફર. |
| રીપુ ( ૬ )<br>આપોકિલ્મ. ઉપચય | | આયુષ્ય (૮) ચતુરસ્ત્ર<br>છિદ્ર. પણ. ફર. |

# નવમાંશ જોવાનો યંત્ર

| નં | મેષ | વૃ | મિ | ક | સિ | ક | તુ | વૃ | ધ | મ | કુંભ | મી | અંશ કલા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મેષ ૧ વ | મ ૧૦ | તુ ૭ | ક ૪ વ | મે ૧ | મ ૧૦ | તુ ૭ વ | ક ૪ | મે ૧ | મ ૧૦ વ | તુ ૭ | ક ૪ | ૩—૨૦ |
| ૨ | વૃ. ૨ | કુ ૧૧ | વૃ ૮ | સિ ૫ | વૃ ૨ | કુ ૧૧ | વૃ ૮ | સિ ૫ | વૃ. ૨ | કુ ૧૧ | વૃ ૮ | સિ ૫ | ૬—૪૦ |
| ૩ | મી. ૩ | મી ૧૨ | ધ ૯ | ક ૬ | મી ૩ | મી ૧૨ | ધ ૯ | ક ૬ | મી ૩ | મી ૧૨ | ધ ૯ | ક ૬ | ૧૦—૦ |
| ૪ | ક ૪ | મે ૧ | મ ૧૦ | તુ ૭ | ક. ૪ | મે ૧ | મ ૧૦ | તુ ૭ | ક ૪ | મે ૧ | મ ૧૦ | તુ ૭ | ૧૩—૨૦ |
| ૫ | સિ ૫ | વૃ ૨ વ | કુ ૧૧ | વૃ ૮ | સિ ૫ વ | વૃ ૨ | કુ ૧૧ | વૃ. ૮ વ | સિ ૫ | વૃ ૨ | કુ ૧૧ | વૃ ૮ | ૧૬—૪૦ |
| ૬ | ક ૬ | મી ૩ | મી ૧૨ | ધ ૯ | ક ૬ | મી ૩ | મી ૧૨ | ધ ૯ | ક ૬ | મી ૩ | મી ૧ | ધ ૯ | ૨૦—૦ |
| ૭ | તુ. ૭ | ક ૪ | મે ૧ | મ ૧૦ | તુ ૭ | ક. ૪ | મે ૧ | મ ૧૦ | તુ ૭ | ક ૪ | મે ૧ | મ ૧૦ | ૨૩—૨૦ |
| ૮ | વૃ. ૮ | સિ ૫ | વૃ ૨ | કુ ૧૧ | વૃ. ૮ | સિ ૫ | વૃ ૨ | કુ ૧૧ | વૃ ૮ | સિ ૫ | વૃ. ૨ | કુ ૧૧ | ૨૬—૪૦ |
| ૯ | ધ ૯ | ક. ૬ | મી. ૩ વ | મી ૧૨ | ધ ૯ | ક ૬ વ. | મી ૩ | મી ૧૨ | ધ ૯ વ | ક ૬ | મી ૩ | મી. ૧૨ વ. | ૩૦—૦ |

**નવમાંશ શોધી કાઢવાની સમજુતી**—એક રાશિના નવ પાયા અને એક રાશિના ત્રીસ અંશ ગણાય છે. હવે જો નવમાંશ શોધવો હોય તો જેગ્રહ સ્પષ્ટ હોય તેના રાશિ, અંશ, કળા, વિકળા તે ત્રીશ અંશના નવ ભાગ જાણવા. ત્રણ અંશ, ૨૦ કળાનો પહેલો નવમાંશ થાય છે. એ રીતે નવ ભાગ સમજવા. જ્યારે નવમાંશ કરવા હોય ત્યારે સ્પષ્ટ ગ્રહની રાશિ જોવી. જો ધન તથા સિંહ રાશિ હોય તો મેષ રાશિને આદિ ગણી જેટલા ભાગમાં જે રાશિ આવે તે રાશિને નવમાંશ સમજવો.

ઉદાહરણ:—લગ્ન સિંહ એટલે ૪ રાશિ, ૨૫ અંશ, ૩૦ કળા, ૪૩ વિકળા છે. તેનો નવમાંશ નીચે પ્રમાણે શોધાય:—

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|
| ૩–૨૦ | ૬–૪૦ | ૧૦–૦ | ૧૩–૨૦ | ૧૬–૪૦ | ૨૦–૦ | ૨૩–૨૦ |
| ૮ | ૯ | | | | | |
| ૨૬–૪૦ | ૩૦–૦ | | એ નવ ગ્રહ થયા. | | | |

માટે ૪ રાશિ, ૨૫ અંશ, અને ૩૦ કળાનો નવમાંશ ૮ મા ભાગમાં એટલે ૨૬–૪૦ માં આવ્યો. સિંહ રાશિ હોય તો મેષ રાશિથી ગણતાં વૃશ્ચિક રાશિનો નવમાંશ લગ્નનો આવ્યો. એવી રીતે નવે ગ્રહ જોવા.

ધન રાશિ અને સિંહ રાશિનો નવમાંશ જોવામાં મેષ રાશિથી ગણવું. મેષ રાશિનો નવમાંશ જોવો હોય તો મેષ

રાશિથી ગણવું. વૃષભ, કન્યા અને મકર રાશિનો નવમાંશ જોવો હોય તો મકર રાશિથી ગણવુ મિથુન, તુલા, કુંભ તથા વૃશ્ચિક રાશિનો નવમાંશ જોવામા તુલા રાશિથી ગણવુ કર્ક રાશિનો નવમાંશ તથા મીન રાશિનો નવમાંશ કરવામા કર્ક રાશિથી ગણવું એવી રીતે પોત પોતાની રાશિના અંશ કળા પ્રમાણે નવમાંશ જોઈ લેવા

ઉપર બતાવેલા કોઠામા જે ઠેકાણે "વ" મુકયો છે તેની સંજ્ઞા વર્ગોત્તમી જાણવી એટલે કે એ ગ્રહ વર્ગોત્તમ સંજ્ઞાનો અને ઉત્તમ ગણવો તે બળવાન્ હોય છે અને ૩-૨૦, ૬-૪૦ એ સંજ્ઞા અંશ કળાની જાણવી

## ગ્રહોની દિશા અને તેનું ફળ

ગ્રહોમા સૂર્યગ્રહની પૂર્વ દિશા, શુક્રનો અગ્નિ કોણ, મંગળની દક્ષિણ દિશા, રાહુનો નૈઋત્ય કોણ, શનિની પશ્ચિમ દિશા, ચંદ્રમાનો વાયવ્ય કોણ, બુધની ઉત્તર દિશા, ગુરૂનો ઇશાન કોણ, એ પ્રમાણે વિવિધ દિશામા નવે ગ્રહ હોય છે

ઉપલી બાબતના પ્રશ્ન સમયે જે ગ્રહની રાશિનુ લગ્ન હોય અથવા જે ગ્રહ લગ્નમા હોય તે દિશામા ગયેલી વસ્તુ પ્રાપ્ત થાય અથવા જે કાંઈ કામ કરવુ હોય તે પણ તે દિશામા સિદ્ધ થાય

## ગ્રહોનું દિશાયંત્ર

| | | |
|---|---|---|
| ઇશાન<br>ગુરૂ | પૂર્વ<br>રવિ | અગ્નિ<br>શુક્ર |
| ઉત્તર<br>બુધ | | દક્ષિણ<br>મંગળ |
| વાયવ્ય<br>ચંદ્ર | પશ્ચિમ<br>શનિ | નૈઋત્ય<br>રાહુ |

## પાપ ગ્રહ તથા સૌમ્ય ગ્રહો

ક્ષીણ ચંદ્રમાને ક્રૂરગ્રહ–પાપગ્રહ સમજવો. એટલે કે કૃષ્ણપક્ષની આઠમથી અમાવાસ્યા સુધી ક્ષીણ ચંદ્રમા ગણાય. તેમજ રવિ, મંગળ અને શનિ પણ ક્રૂર ગ્રહ ગણાય. પાપગ્રહની સાથે જો બુધ હોય તો તે પણ પાપગ્રહ ગણાય. બાકી ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર એ સૌમ્ય–શ્રેષ્ઠ ગ્રહો ગણાય છે.

## ક્રૂર તથા સૌમ્ય ગ્રહોનું યંત્ર

| | |
|---|---|
| ક્ષીણ ચંદ્ર–ક્રૂર | ચંદ્ર—સૌમ્ય |
| શનિ–બુધ–ક્રૂર | ગુરૂ—સૌમ્ય |
| રવિ–બુધ–ક્રૂર | શુક્ર—સૌમ્ય |
| મંગળ–બુધ–ક્રૂર | બુધ—સૌમ્ય |

## ગ્રહોની લીંગ સંજ્ઞા

રવિ, મંગળ, ગુરૂ ગ્રહોની પુરૂષ સંજ્ઞા છે, બાકી ચંદ્ર, શુક્ર અને કેતુની સ્ત્રી સંજ્ઞા છે અને બુધ તથા શનિની નપુંસક સંજ્ઞા છે — — — —

### ગ્રહલીંગ યંત્ર

| | | | |
|---|---|---|---|
| પુરૂષ ગ્રહ | રવિ | મંગળ | ગુરૂ |
| સ્ત્રી ગ્રહ | ચંદ્ર | શુક્ર | કેતુ |
| નપુંસક ગ્રહ | બુધ | | શનિ |

## ગ્રહોનુ બળાબળ

જે ગ્રહ મિત્રની રાશિ ઉપર સ્થિત હોય, સ્વગ્રહી હોય, ઉચ્ચનો અથવા નવમાશમા પોતાની રાશિનો હોય, શુભ દૃષ્ટિવાળો હોય તો તે બળવાન ગણાય છે બીજો, સ્ત્રી રાશિ–એટલે કે વરખ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મીન અને મકર રાશિ પર બેઠેલો સ્ત્રીગ્રહ–ચંદ્ર, શુક્ર સ્થિત હોય તે બળવાન્ કહેવાય પુરૂષરાશી –એટલે કે મેષ, મિથુન, સિંહ, તુલા, ધન, કુંભ એ પુરૂષ રાશિ પર રવિ, મંગળ, શનિ, ગુરૂ, બુધ સ્થિત હોય તો તે ગ્રહ બળવાન ગણાય મતલબ કે તે ગ્રહ કાળબળના ગણિતમાં બળ પામે છે વિશેષ હકીકત નીચેના યંત્રથી સ્પષ્ટ થશે —

## ગ્રહનું બળાબળસૂચક યંત્ર

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ | ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૧૨ | ચંદ્ર, શુક્ર | બળવંત | સ્ત્રી ક્ષેત્ર |
| રાશિ | ૧ | ૩ | ૫ | ૭ | ૯ | ૧૧ | ૨. શ. મં. બુ. ગુ. | બળવંત | પુરૂષ ક્ષેત્ર |

## ગ્રહયુદ્ધ

જ્યારે ગ્રહોમાં માંહોમાંહે વિગ્રહ–યુદ્ધ થાય ત્યારે રવિ છોડીને બીજા ગ્રહો લેવા. યુદ્ધમાં શુક્ર ગ્રહનો સદા વિજય થાય છે.

શુક્ર, રવિ, ગુરૂ વિગેરે ગ્રહો દિવસે બળ પામે છે અને બુધ, ચંદ્ર, મંગળ, શનિ એ ગ્રહો રાત્રે બળ પામે છે:—

| | | | |
|---|---|---|---|
| રવિ | ગુરૂ | શુક્ર | દીવસે બળવાન્ |
| બુધ | | | રાત્રે તથા દીવસે બળવાન્ |
| ચંદ્ર | મંગળ | શાન | રાત્રે બળવાન્ |

## દિશાઓનું બળ

શનિ, બુધ, ગુરૂ, શુક્ર, ચંદ્ર અને રવિ એ ગ્રહો અનુક્રમે અંશોમાં એક એકથી ઓછા અંશમાં હોવાથી નૈસર્ગબળ

પામે છે તેમજ દિશાબળમા પણ પૂર્વદિશાથી બળવાન્ ગણાય છે ગુરૂ પૂર્વ દિશામાં બળવાન્ હોય છે, અને તે પૂર્વ દિશામાં ફળ આપે છે બુધ ઈશાનમાં, રવિ ઉત્તરમા, મંગળ વાયવ્યમા, શનિ પશ્ચિમમા, ચદ્ર નૈઋત્યમા, શુક્ર દક્ષિણમા એ પ્રકારે ઉપર કહેલા ગ્રહો દિગ્બળ કહેવાય છે

## દિશાઓના બળનુ યંત્ર

| ગુરૂ | બુધ | રવિ | મગળ | શનિ. | ચદ્ર | શુક્ર | ગ્રહ બળ. |
|---|---|---|---|---|---|---|---|
| પૂર્વ | ઈશાન | ઉત્તર | વાયવ્ય | પશ્ચિમ | નૈઋત્ય | દક્ષિણ | દિગ્ બળ |

## કયા ગ્રહની દૃષ્ટિ કયાં હોય છે ?

જન્મકુડલીમા જે ગ્રહ જે સ્થાનમા હોય તે સ્થાનથી ગણતા ત્રીજા અને દશમા સ્થાનમા ગ્રહની પાચ વસા દૃષ્ટિ હોય છે નવમા અને પાચમા સ્થાનમા દશ વસા દૃષ્ટિ હોય છે, ચોથા અને આઠમા સ્થાનમાં ૧૫ વસા દૃષ્ટિ હોય છે અને સર્વે ગ્રહોની સાતમા સ્થાનમા ૨૦ વસા પૂર્ણદૃષ્ટિ હોય છે વિશેષમા શનિ ત્રીજા અને દશમા સ્થાન પર વીશવસા દૃષ્ટિથી જુએ છે, ગુરૂ નવમા, પાચમા સ્થાન પર વીસ વસા પૂર્ણ દૃષ્ટિએ જુએ છે અને મગળ ચોથા તથા આઠમા સ્થાન ઉપર સપૂર્ણ દૃષ્ટિએ જુએ છે વળી કેટલાક આચાર્યોનો એવો પણ મત છે કે અગીઆરમા ભુવનમા બેઠેલો ગ્રહ સપૂર્ણ ૨૦

વસા દૃષ્ટિએ જુએ છે. હવે જે ગ્રહોની દૃષ્ટિ બીજા ભુવનો ઉપર ન પડે તે ભુવનનાં નામ નીચે આપીએ છીએ:—

પહેલા, બીજા, છઠ્ઠા, આઠમા, અગીઆરમા અને બારમા સ્થાનો ઉપર એટલે કે જે ગ્રહ કોઇપણ ભાવ પર બેઠેલો હોય તે ભાવથી ઉપર કહેલા ભુવન ઉપર તેની દૃષ્ટિ પડતી નથી. તેમાં આઠમા ભુવનમાં પોતાની રાશિથી જે ગ્રહ બેઠેલો હોય તે ગ્રહ પોતાની દૃષ્ટિથી જોતો નથી.

દાખલા તરીકે કોઇ એક માણસના હાથમાં દીવો હોય તો તે માણસ બીજાને પ્રકાશ આપે, પણ પોતાને ન આપી શકે; તેમ જે ગ્રહ સામી બાજુએ જુવે છે તે પાછળ જોઇ શકતો નથી. વળી મૂળથી જ અંધ એવા કોઇ પુરૂષના હાથમાં દીપક હોય તો તે પોતે કંઇ જોઈ શકતો નથી તેમ કેટલાક ગ્રહોની બાબત પણ સમજવાનું છે.

## ગ્રહોનું દૃષ્ટિયંત્ર

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ | ૩ | ૧ પાદદૃષ્ટિ ૫ વસા | શનિ | સંપૂણ દૃષ્ટિ ૨૦ |
| ૯ | ૫ | ૨ પાદદૃષ્ટિ ૧૦ વસા | ગુરૂ | સંપૂર્ણ દૃષ્ટિ ૨૦ |
| ૪ | ૮ | ૩ પાદદૃષ્ટિ ૧૫ વસા | મંગળ | સંપૂર્ણ દૃષ્ટિ ૨૦ |
| ૧૧ | ૭ | સંપૂર્ણ દૃષ્ટિ ૨૦ વસા | રવિ | ચં. બુ. શુ. પૂર્ણ દૃષ્ટિ ૨૦ |

## ગ્રહોની મૈત્રી

સૂર્યના શત્રુ શુક્ર અને શનિ છે સૂર્ય ને બુધનો સમભાવ છે ચદ્ર, મગળ, અને ગુરૂ એ સૂર્યના મિત્રો છે ચંદ્ર ગ્રહના રવિ, બુધ, મગળ, શુક્ર, શનિ અને ગુરૂ સમભાવ છે અને રાહુ શત્રુ છે મગળગ્રહને ગુરૂ, ચદ્ર, રવિ મિત્ર છે. શુક્ર, શનિ, સમ છે, અને બુધ શત્રુ છે બુધ ગ્રહનો શત્રુ ચદ્રમા મગળ, ગુરૂ, શનિ સમભાવ છે, અને રવિ, શુક્ર મિત્ર છે ગુરૂના મિત્ર રવિ, ચદ્ર અને મગળ છે, શનિ સમ છે, બુધ, શુક્ર, શત્રુ છે શુક્રના બુધ, શનિ મિત્ર છે, મગળ, ગુરૂ સમભાવમા છે અને રવિ શત્રુ છે શનિના શુક્ર અને બુધ મિત્ર છે, ગુરૂ સમ છે, અને રવિ, ચદ્ર, મગળ શત્રુ છે. રાહુને શુક્ર, બુધ, શનિ મિત્ર છે અને ગુરૂ સમ છે, અને રવિ, ચદ્ર, મંગળ શત્રુ છે

ગ્રહોના સ્વભાવ-મૈત્રીસ્થાન—પોતાના સ્થાનથી ૨, ૩, ૪, ૧૦, ૧૧, ૧૨મા કોઈ પણ ગ્રહ રહેલો હોય તો તે સ્વભાવ મૈત્રી અને ૧, ૫, ૬, ૭, ૮, ૯મા કોઈ ગ્રહ હોય તો તે શત્રુ કહેવાય છે —

# ગ્રહોની મૈત્રીનું યંત્ર

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | રવિ | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| મિત્ર | ચંદ્ર મંગળ ગુરૂ | રવિ બુધ | રવિ ચંદ્ર ગુરૂ | રવિ રાહુ શુક્ર | રવિ ચંદ્ર મંગળ રાહુ | બુધ શનિ રાહુ | શુક્ર બુધ રાહુ | શનિ બુધ શુક્ર | ૨, ૩, ૪, ૧૦,૧૧,૧૨ મિત્રના. |
| સમ | બુધ | મંગળ ગુરૂ શુક્ર શનિ | શુક્ર શનિ | મંગળ ગુરૂ શનિ | શનિ | મંગળ ગુરૂ | ગુરૂ ૯ | ગુરૂ | |
| શત્રુ | શુક્ર શનિ રાહુ | રાહુ | રાહુ બુધ | ચંદ્ર | બુધ શુક્ર | રવિ ચંદ્ર | રવિ ચંદ્ર મંગળ | રવિ ચંદ્ર મંગળ | ૧, ૫, ૬ ૭, ૮, ૯ શત્રુના. |

## ગોચરગ્રહ વિષે

ગોચરગ્રહ એટલે પોતાની નામરાશિથી જે ગ્રહ જે રાશિનો હોય ત્યાસુધી ગણવો તેમા દીક્ષાના કામમા જન્મરાશિથી ગ્રહો ગણવા, અને જન્મરાશિ જાણવામા ન હોય તો નામરાશિથી ગણવુ તેમા ચદ્રબળ સારૂ જોવુ હવે ગોચર ગ્રહનું ફળ નીચે આપીએ છીએ —

રવિ ૬, ૩, ૧૦, ૧૧ મો હોય તો ઉત્તમ ફળ આપે છે; ચદ્રમા ૩, ૬, ૭, ૧૦, ૧૧ જો પહેલે હોય તો ઉત્તમ ફળ આપે મગળ, ૬, ૩, ૧૧, હોય તો ઉત્તમ ફળ આપે બુધ ૬, ૨, ૪, ૧૦, ૮, ૧૧ મે હોય તો ઉત્તમ ફળ આપે ગુરૂ ૭, ૯, ૨, ૫, ૧૧મે હોય તો શુભ ફળ આપે શુક્ર ૭, ૬, ૧૦, ૧૧મે હોય તો ઉત્તમ ફળ આપે અને શનિ ૩, ૬, ૧૧ મે હોય તો શુભ ફળ આપે છે

ગોચર ગ્રહોમા રવિ મધ્યમ હોય તો ચદ્રબળ ગ્રહણ કરવુ જો ચદ્ર શુકલપક્ષમા સારો હોય તો ઉત્તમ ફળ આપે, નહિતર તારાબળ જોઇને શુભ કાર્ય કરવુ તારાબળ ન મળે તો ગુરૂને બળવાન્ જોઈ કાર્ય કરવુ અને રવિ, ચદ્ર, ગુરૂ બળવાન્ ન હોય તો અષ્ટવર્ગ સુધી જન્મલગ્નથી જોઈને શુભ કાર્ય કરવુ

## ગોચરગ્રહ યંત્ર

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રવિ | ૬ | ૩ | ૧૦ | ૧૧ | | | ઉત્તમગ્રહ ગોચરે. |
| ચંદ્ર | ૩ | ૧૦ | ૬ | ૭ | ૧ | ૧૧ | ,, ,, |
| મંગળ | ૬ | ૩ | ૧૧ | ૦ | | | ,, ,, |
| બુધ | ૬ | ૨ | ૪ | ૧૦ | ૮ | ૧૧ | ,, ,, |
| ગુરૂ | ૭ | ૯ | ૨ | ૫ | ૧૧ | | ,, ,, |
| શુક્ર | ૭ | ૬ | ૧૦ | ૧૧ | | | ,, ,, |
| શનિ | ૬ | ૩ | ૧૧ | ૦ | | | ,, ,, |

## અષ્ટવર્ગફળ

એક રેખા ઉપર સૌમ્ય ગ્રહ તથા પાપગ્રહ હોય તો ધનની હાનિ કરે, ત્રણ ગ્રહો એક રેખા ઉપર હોય તો ક્લેશની પ્રાપ્તિ કરે, ગ્રહની ચાર રેખા હોય તો સમતા ફળ આપે, પાંચ રેખા હોય તો સુખ આપે, છ હોય તો ધનની પ્રાપ્તિ કરાવે, સાત રેખા હોય તો પરમ આનંદ આપે અને આઠ રેખા હોય તો સર્વ કામ સિદ્ધ કરે.

જે ગ્રહની રેખા ત્રણ સુધી હોય તે હીન જાણવી અને અધિક હોય તો શુભ ફળ આપવાવાળી થાય એ પ્રકારનુ ફળ અષ્ટવર્ગમા જોવાથી જણાશે

---

ઉપરની સર્વ રેખાનો મેળાપ કરવાથી જો ૭, ૧૦, ૮, સખ્યા આવે તો ધનનો ક્ષય કરે, ૧૯ આવે તો ખોટી બુદ્ધિ કરે, બાધવમા પીડા કરે, ૨૧ હોય તો ક્લેશ કરાવે, ૨૨ હોય તો દીનતા અને ફળનો નાશ કરાવે, ૨૩ હોય તો દ્રવ્યનો નાશ કરાવે, ૨૪ હોય તો દુશ્મનાવટ કરાવે, ૨૫ હોય તો હાથમા આવેલ પિતાના ધનનો નાશ કરાવે, ૨૭ હોય તો સમતા ફળ આપે, ૨૮ હોય તો ધન પ્રાપ્ત કરે, ૨૯ હોય તો મદવાડ કરાવે અને ૩૧ હોય તો શુભ કાર્યોમા ખર્ચ કરાવે અને મનુષ્યમા કીર્તિ અપાવે

શૂન્ય રેખા કરતા અધિક રેખા હોય તો તેનુ ફળ સારૂ જ સમજવુ રેખા કરતા શૂન્ય આધક હોય તો માઠુ ફળ સમજવુ વિશેષ હકીકત રેખા તથા શૂન્ય વિષેના ચ ત્રમાથી જણાશે આ વિષય ઘણો બારીક છે, છતા અમે અમારી અલ્પમતિ પ્રમાણે તેનો સારાશ આપવાનો નીચે પ્રયત્ન કર્યો છે વિશેષ ખુલાસો તે વિષયના કોઈ વિદ્વાન પાસેથી જાણી લેવાની અમારી પ્રાર્થના છે.

## સૂર્યાષ્ટક યંત્ર

| | | |
|---|---|---|
| ૧૦।।।।। ૦૦૦ | ૯।।।। ૦૦૦૦ | ।।। ૮ શ. ૦૦૦૦૦ |
| ૧૧ ૦૦।।।।।। | | ।।। ૭ ૦૦૦૦૦ |
| શુ. રા. ૧૨ ।।।।૦૦૦૦ | | ૬।।।। ૦૦૦૦ |
| ૧ બુ. ૪૦૦૦૦૦ ।। | ૩।।।। ૦૦૦ | ૫ ગુ. ચં. ।।। ૦૦૦૦૦ |
| ૨ ૨।।।। ૦૦૦૦ | | ૪ મં. ।। ૦૦૦૦૦૦ |

## ચંદ્રાષ્ટક યંત્ર

| | | |
|---|---|---|
| ૧૦।।।। ૦૦૦૦ | ૯।।। ૦૦૦૦૦ | ૮ શ. ૦૦૦૦૦૦ ।। |
| ૧૧૦૦૦ ।।।। | | ।।। ૭ ૦૦૦૦૦૦ |
| ૧૨ શુ. રા. ૦૦૦૦।।।। | | ૬।।।। ૦૦૦૦૦ |
| ૧ બુ. ।।। ૦૦૦૦૦ | ૦ ૦૦૦ ૩ ।।। | ૫. ગુ. ચં. ૧૦૦૦૦૦ |
| ૨ ૨।।। ૦૦૦ | | ૪।।।। મં. ૦૦૦ ૪ |

## ભૌમાષ્ટક યંત્ર

| | | |
|---|---|---|
| ૧૧૦૦૦<br>।।।। | ૯।૦૦૦ | સ ૮ ૧૦<br>૦૦૦૦૦૦ |
| ૦૦।।<br>।।।। ૧૦ | ૦૧૦૦ | ૭૦૦૦૦<br>।।।। |
| શુ રા ૧૨<br>૦૦૦૦<br>।।।। | | ૬।।।।<br>૦૦૦૦ |
| ૦૦૦૦૦<br>૦૦૦ બુ ૧ | ૩।।।। | પ ગૃ ચ.૦૦૦૦૦<br>।।। |
| ૨૦૦૦<br>।।।।। ૨ | ૦૦૦૦ | ૪૦૦૦૦<br>।।।। |

## બુધાષ્ટક યંત્ર

| | | |
|---|---|---|
| ૧૦।।।।।।<br>૦ | ૯।।। | શ ૮।।।।<br>૦૦૦૦ |
| ૧૧ | ૦૦૦૦૦ | ૭।।।।<br>૦૦૦૦ |
| સુ રા ૧૦<br>૦૦૦૦૦૦<br>।। | | ૬૦૦૦૦૦૦<br>।।।।। |
| ૦૦૦૦૦<br>।।।।<br>બુ। | ૩।।।।<br>।।।। | પ ગૃ ચ. ૦<br>૦૦૦<br>૦૦ |
| ૨<br>૨૦૦૦<br>।।।।।। | ૦૦ | ૪૦૦૦<br>મ ।।।। |

## ગુર્વષ્ટક યંત્ર

| | | |
|---|---|---|
| ૧૦IIIII ૦●૦ | ૯ IIIII ૦૦ ૦ | શ. ૮II ૦૦૦૦૦ |
| ૧૧૦૦૦ IIIII | | ૭૦૦૧૮ IIII |
| શુ. રા. ૧૨ IIIII૦૦૦૦ | | ૬IIII ૦૦૦૦ |
| ૧ બુ. ૦૦૦ IIII | ૩ IIII ૦૦૦૦ | ૫. વૃ. ચં. IIIII ૦૦૦ |
| ૨ ૨૦ ●૦૦ IIII | | ૪IIII ૦●૦૦ |

## શુક્રાષ્ટક યંત્ર

| | | |
|---|---|---|
| ૧૦III ૦●૦૦૦ | ૯IIIIII ૦ | શ. ૮IIII ૦૦૦૦૦ |
| ૧૧III ૦૦૦૦૦ | | ૭III ૦૦૦૦ |
| શુ. રા. ૧૨ III III II ૦ | | ૬IIII ૦૦૦૦ |
| ૧ બુ. ૦૦ ૦IIII | ૩IIIII ૦૦૦ | ૫. વૃ. ચં. ૦૦૦ IIII |
| ૨૨૦૦૦૦૦૦ III | | ૪ મં. IIII ૦૦●● |

## શનિ–અષ્ટક ચક્ર

| | | |
|---|---|---|
| | ૧૦ IIII ૦૦૦ | ૮ શ ૦૦૦૦૦ III |
| ૧૧ IIII ૦૦૦૦ | ૯ ૦૦૦ IIII | ૭ ૦૦૦૦ ૦૦ II |
| શુ ગ ૧૨ IIII ૦૦૦૦ | ૬ IIII ૦૦૦૦ | |
| ૧ બુ. II ૦૦૦૦૦૦ | ૩ IIII ૦૦૦૦ | ૫ સૂ. ચ II ૦૦૦૦૦૦ |
| | ૨ ૨૦૦ ૦IIII | ૪ મ II ૦૦૦૦૦૦ |

## સર્વ ગ્રહ રેખાષ્ટક ચક્ર

| | | |
|---|---|---|
| શ ૧૦ IIIIIIIII IIIIIIIIIIIIII | ૯ IIIIIIIIII IIIIIIIIIIIII ૨૮ | શ ૮ IIIIII IIIIIIIIII |
| ૧૫ IIIIIIIIIIIIIII IIIIIIIIIIIIIII ૩૨ | | ૭ IIIIIIIIIII IIIIIIII |
| શુ રા ૧૦ IIIIIIIIIII IIIIIIIIIIIIIIIII III ૩૧ | | ૬ IIIIIIIIIII IIIIIIIIIII ૨૮ |
| ૧ બુ૦ IIIIIIIIIIIII IIIIIIIIIIIIIII | ૩ IIIIIIIIIII IIIIIIIIIIIIIIIIII ૩૨ | સૂ ચ. ૫ IIIIII IIIIIIIIIIIIIIIII |
| ૨.૨ IIIIIIIIII IIIIIIIIIIIII | | ૪ મ IIIIII IIIIIIIIIIIIII |

ઉપર દર્શાવેલ રેખાષ્ટક જન્મપત્રિકા બનાવવાના કામમાં ઉપયોગી થાય છે અને તેમાં આવેલ રેખાઓ તથા બિંદુઓનું ફળ ઉપર સંક્ષિપ્તમાં બતાવ્યું છે.

## શુભ કાર્યોમાં કયો સમય વર્જવો ?

જે માસમાં રવિની રાશિ ઉપર ગુરૂ હોય, એટલે કે સિંહ રાશિનો ગુરૂ હોય અને ગુરૂ રાશિ ઉપર રવી હોય અથવા ધન તથા મીનના સૂર્ય હોય તે મલમાસ કહેવાય. એ સમયમાં શુભ કાર્યો ન આદરવાં. દીક્ષા તથા ઘરનું વાસ્તુ એ મુહૂર્ત્તમાં ન કરવું.

જો સિંહ રાશિનો ગુરૂ હોય અને તેમાં લગ્ન કરે તો તેના સ્વામીનો નાશ થાય. તેમજ પ્રથમ મુંડન, ઉપવિત સંસ્કાર, દીક્ષા, વાસ્તુ, દેવની પ્રતિષ્ઠા વિગેરે કાર્યો પણ ન કરવાં.

સિંહ રાશિના ગુરૂમાં પ્રથમ મુંડન કરાવવાથી દરિદ્રતા આવે, યાત્રા કરીએ તો નિષ્ફળ થાય, ઉપવિત સંસ્કાર કરીએ તો બાળક મૂર્ખ રહે, દીક્ષા આપીએ તો અજ્ઞાન રહે, અને પ્રતિષ્ઠા કરીએ તો વિઘ્ન થાય. એવાં કારણોને લીધે સિંહ રાશિનો ગુરૂ શુભ કામમાં ત્યજવો. પણ મેષ રાશિનો

સૂર્ય થાય ત્યારે શુભ કાર્યો કરવાથી સિંહ તથા ગુરૂનો દોષ લાગુ પડતો નથી

## ગૃહવાસ્તુ, પ્રતિષ્ઠા, દીક્ષા વિગેરેના મુહૂર્ત્તો

અષાડ શુદિ ૧૧થી કારતક શુદિ ૧૧ સુધી દેવશયન હોય ત્યારે અથવા અષાડ શુદિ ૧૪ થી કારતક શુદિ ૧૪ સુધી કર્ક સંક્રાતિથી તુલા સંક્રાતિ હોય ત્યારે ગૃહવાસ્તુ ઇત્યાદિ શુભ કાર્યો ન કરવા ઘટે તેમજ અધિક માસ, ગુરૂ અને શુક્રનો અસ્ત સમય પણ ત્યાગ કરવાનો કહ્યો છે લગ્ન શુદ્ધિમા લગ્ન તથા નવમાશનો પતિ નીચ રાશિનો કિંવા અસ્તનો હોય તો તે લગ્ન પણ ત્યાગ કરવુ

**માસ શુદ્ધિ**—કુલિકયોગ, અર્ધ પ્રહર, ભદ્રા, ગંડાંત યોગ, ત્રણ પ્રકારનો પાત તથા ઉત્પાત એટલે કે જે નક્ષત્ર ઉપર ગ્રહનો ગ્રહણાદિક ઉત્પાત હોય તે નક્ષત્ર વર્જવા અને મંગળવાર વર્જીને સારો વાર ગ્રહણ કરવો

**તિથિ પ્રકાર**—૧, ૨, ૩, ૫, એ તિથિઓ બન્ને પક્ષની સારી જાણવી શુકલ પક્ષની દશમ તથા તેરશ પણ સારી ગણાય અને બન્ને પક્ષની ૪, ૬, ૮, ૯, ૧૨, ૧૪, અને ૧૫ એ તિથિઓ શુભ કાર્યમા ત્યાગવી વિશેષ હકીકત માટે નીચેના યંત્રમા જુવો·—

# ઉભય પક્ષની શુભાશુભ તિથિઓ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૧ | ૨ | ૫ | ૧૩ | ૧૦ | ૦ | કૃષ્ણપક્ષ અને શુક્લ પક્ષની શુભ તિથિઓ |
| ૪ | ૮ | ૬ | ૧૨ | ૧૫ | ૯ | ૧૪ | ઉભયપક્ષની અશુભ તિથિઓ. |

## ગુરૂ અને શુક્રના ઉદયાસ્ત

પૂર્વ દિશામાં શુક્ર ઉદય થાય ત્યારપછી બાલ્યભાવના ત્રણ દિવસ ત્યાગવા. પશ્ચિમમાં ઉદય થાય તો દશ દિવસ ત્યાગવા. પૂર્વ દિશામાં અસ્ત થાય તો વૃદ્ધપણાના અસ્ત થતાં પહેલાં ૩ દિવસ ત્યાગવા. પશ્ચિમ દિશામાં અસ્ત થાય ત્યારે ૫ દિવસ અસ્ત પહેલાં ત્યાગ કરવા. અને ગુરૂ ઉદય તથા અસ્તમાં પૂર્વ પશ્ચિમ દિશામાં ૧૫ દિવસ ત્યાગ કરવા; એટલે કે ૭ દિવસ ઉદયના અને ૭ દિવસ અસ્તના. કેટલાક આચાર્યોનો એવો પણ મત છે કે પૂર્વ, પશ્ચિમ, ગુરૂ, શુક્ર અસ્ત ઉદયમાં સાત સાત દિવસ ત્યાગ કરવા. એટલે ૩ દિવસ ઉદય અસ્ત થતાં પહેલાં એક દિવસ ઉદય અસ્ત થાય તે ને ૩ દિવસ ઉદય અસ્ત થયા પછી, એવી રીતે કુલ સાત દિવસ વર્જવા. ચંદ્ર-સૂર્યના ગ્રહણના ૭ દિવસ પૂર્વોક્ત રીતે વર્જવા.

## દીક્ષાના નક્ષત્રો

મૂળ, પુનર્વસુ, સ્વાતિ, અનુરાધા, હસ્ત, શ્રવણ, રેવતી, રોહિણી, ત્રણ ઉત્તરા, મૃગશર, મઘા, પુષ્ય, અશ્વિની, શતભિષા, વિગેરે નક્ષત્રો દિક્ષા તથા પ્રતિષ્ઠાદિ શુભ કાર્યમા સ્વીકારવા

વળી, પોતાના જન્મ નક્ષત્રથી દશમુ, સોળમુ, અઢારમુ, તેવીસમુ પચીસમુ નક્ષત્ર પ્રતિષ્ઠામા ત્યાગવુ અને ગ્રહણના દિવસનુ નક્ષત્ર શુક્ર, ગુરૂ અસ્તના દિવસનુ નક્ષત્ર અને જે નક્ષત્ર પગ ઉત્પાત સિવાય ક્રુર ગ્રહ હોય તે નક્ષત્ર વર્જવું

| મૂળ | પુન | સ્વા | અ | હ | શ્ર | રે. | રો | ઉ ફા. | ઉ ષા | ઉ ભા | મૃ. | મ. | પ્રતિષ્ઠા નક્ષત્ર. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મૂળ | પુન | સ્વા | અ | હ | શ્ર | રે | રો | ઉ ૩ | અશ્વ. | શ | દીક્ષા નક્ષત્ર | | |
| ૧ | ૧૦ | ૧૬ | ૧૮ | ૨૩ | ૨૫ | જન્મનક્ષત્રથી પ્રતિષ્ઠા (દિન) ત્યાગ કરવાનાં | | | | | | | |

## વેધ, લત્તાપાત અને એકાર્ગલ ઇત્યાદિ

સૌમ્ય ગ્રહ ને પાપગ્રહનો વેધ હોય તો એકાર્ગલ અથવા લત્તાપાત દોષ વર્જીને શુદ્ધ લગ્ન જોવુ હવે દોષ શી રીતે

તપાસવો તેની યુક્તિ બતાવીએ છીએ. એક સપ્તશલાકાચક્ર કરવું અને તેની રીત નીચે પ્રમાણે અવધારવી.

સાત રેખા ઉભી અને સાત રેખા આડી કરીને પૂર્વ દિશામાં કૃતિકાને આદિ માની ચાર દિશામાં નક્ષત્રો મૂકવા. અને જે દિવસનું લગ્ન જોવું હોય તે દિવસનું નક્ષત્રનું ચિન્હ જૂદું કરવું. તે દિવસે જે જે નક્ષત્રપર જે જે ગ્રહ હોય તે તે પોતપોતાના નક્ષત્ર ઉપર મૂકવા. જો ચંદ્રમા તથા રાહુ એક લીંટી ઉપર આવે તો વેધ સમજવો. તેમજ સૌમ્ય અને પાપગ્રહ એક લીંટીમાં હોય તો પણ વેધ સમજવો.

વિશેષ ખુલાસા તરીકે આટલી હકીકત ધ્યાનમાં રાખવી કે રોહણી તથા અભિજીતનો વેધ, પુનર્વસુ ને મૂળનો વેધ, ઉત્તરા ફાલ્ગુણી અને રેવતીનો વેધ તથા હસ્ત અને ઉત્તરા ભાદ્રપદનો વેધ સમજવો.

પાપગ્રહ ને સૌમ્યગ્રહનો વેધ હોય તો તેના પરિણામે દુઃખ પ્રાપ્ત થાય, રવિનો વેધ હોય તો કન્યા વિધવા થાય, મંગળનો વેધ હોય તો કૂળનો ક્ષય થાય, બુધનો વેધ હોય તો સ્ત્રી વંધ્યા રહે, ગુરૂના વેધથી સંતાન જીવે નહીં, શુક્રના વેધથી સ્ત્રી પુત્ર રહિત રહે, શનિશ્ચરના વેધથી સ્ત્રીને દુઃખ થાય, રાહુના વેધથી વંધ્યાપણું થાય અને કેતુના વેધથી સ્વચ્છંદાચારી થવાય.

## સપ્તશલાકા યંત્ર

કૃ ે રો મૃ આ પુ પુ શ્લે

ભ. અ રે ઉ પુ ધ ધ

મ પૂ ઉ હ. ચિ. સ્વા વિ.

શ્ર અભિ ઉ પૂ મ જ્યે અનુ

એકાર્ગલ યત્ર--તેર રેખા આડી અને એક ઉભી કાઢવાથી નીચે પ્રમાણે એકાર્ગલ યત્ર રચી શકાય છે હવે તેમા જો લગનને દિવસે શૂલયોગ હોય તો માથે મૃગગાર નક્ષત્ર મૂકીને બધા નક્ષત્રો ગોઠવવા ને પરિઘયોગ હોય તો મઘા નક્ષત્ર માથે ગોઠવી બીજા નક્ષત્રો મૂકવા વૈધૃતયોગ હોય તો ચિત્રા નક્ષત્ર, વ્યાઘાત યોગ હોય તો પુનર્વસુ નક્ષત્ર, વજ્ર યોગ હોય તો પુષ્ય નક્ષત્ર, ગ ડયોગ હોય તો મૂળ નક્ષત્ર અને અતિગ ડયોગ હોય તો અશ્લેષા નક્ષત્ર માથે ગોઠવી બીજા નક્ષત્રો અનુક્રમે ગોઠવવા તેમા જો સૌમ્યગ્રહ અને પાપગ્રહ એક લીટી ઉપર આવે તો એકાર્ગલ સમજવો

## એકાર્ગલ યંત્ર

| | મૃ. | |
|---|---|---|
| રો. | —— —— \| —— —— | આ. |
| કૃ. | —— —— \| —— | પુ. |
| ભ. | —— —— \| —— —— | પુ. |
| અ. | —— —— \| —— —— | અશ્લે. |
| રે. | —— —— \| —— —— | મ. |
| ઉ. | —— —— \| —— —— | પૂ. |
| પૂ. | —— —— \| —— —— | ઉ. |
| શ. | —— —— \| —— —— | હ. |
| ધ. | —— —— \| —— —— | ચિ. |
| શ્ર. | —— —— \| —— —— | સ્વા. |
| અભિ. | —— —— \| —— —— | વિ. |
| ઉ. | —— —— \| —— —— | અનુ. |
| પૂ. | —— —— \| —— —— | જ્યે. |
| | મૂ. | |

## લત્તાદોષ કોને કહેવો ?

લગ્નના દિવસના નક્ષત્રથી સૂર્ય ૧૨ મા નક્ષત્ર ઉપર હોય, ચંદ્રમા ૮ મા નક્ષત્ર ઉપર હોય, મંગળ ૩ જા નક્ષત્ર

ઉપર હોય, બુધ ૨૩ મા નક્ષત્ર ઉપર હોય, ગુરૂ ૬ ઠા નક્ષત્ર ઉપર હોય, શુક્ર ૨૫ મા નક્ષત્ર ઉપર હોય, શનિ ૮ મા નક્ષત્ર ઉપર હોય, અને રાહુ ૨૧ મા નક્ષત્ર ઉપર હોય તો લત્તાદોષ ગણાય કેટલાક આચાર્યોનો એવો પણ મત છે કે શુક્ર ૨૭ મા નક્ષત્ર ઉપર હોય ને રાહુ ૯ મા નક્ષત્ર ઉપર હોય તો લત્તા-દોષ સમજવો

દોષના ફળ—રવિની લત્તાથી ધનની હાનિ થાય, મંગળની લત્તાથી મૃત્યુ થાય બુધની લત્તાથી ત્રાસ થાય, ગુરૂની લત્તાથી બંધુનો નાશ થાય, શનિશ્ચરની લત્તાથી મરણાંત કષ્ટ ઉપજે, રાહુની લત્તાથી પણ તેવું જ દુઃખ પ્રાપ્ત થાય અને શુક્રની લત્તાથી કાર્યમા નિષ્ફળતા સાંપડે

## પાતદોષ ક્યારે થાય ? –

સૂર્યના નક્ષત્રથી ગણતા જ્યાં અશ્લેષા, મઘા, ચિત્રા, અનુરાધા, શ્રવણ અને રેવતી નક્ષત્ર આવે ત્યાં નિશાની કરવી અને તે લગ્નના દિવસના નક્ષત્રથી ગણતા ઉપર કહેલા નિશાનીવાળા કોઈ પણ નક્ષત્ર આવે તો તેને પાતદોષ ગણવામા આવે છે એવા પાતદોષ જરૂર વર્જવા તેવી જ રીતે સાધ્ય યોગ, હર્ષણયોગ, શૂળયોગ, વૈધૃતયોગ, વ્યતિપાત, નક્ષત્ર ગંડાંત વિગેરે પણ પાતદોષની માફક શુભ કાર્યમા વર્જવા કારણ કે પાતદોષથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સરખા પણ પતિત થાય તો પછી પામર મનુષ્યનું તો કહેવું જ શું ?

## ઉપગ્રહો અને તેના પરિણામ.

સૂર્યના નક્ષત્રથી ગણતાં લગ્ન દિવસનું નક્ષત્ર જો ૫ મું, ૮ મું, ૧૪ મું, ૧૮ મું, ૧૯ મું, ૨૨ મું, ૨૩ મું, ૨૪ મું, હોય તો તે ઉપગ્રહ ગણાય.

ઉપર કહેલા નક્ષત્રમાંથી પાંચમું નક્ષત્ર હોય તેને વિદ્યુત્ ઉપગ્રહ એવું નામ આપવામાં આવે છે. તેમાં લગ્ન કર્યું હોય તો પુત્રનો નાશ થાય; ૮ મા નક્ષત્રને શૂલ ઉપગ્રહ કહેવામાં આવે છે. તેમાં લગ્ન કરવાથી બંધન પ્રાપ્ત થાય; ૧૪ મું નક્ષત્ર અશની ઉપગ્રહ નામથી ઓળખાય છે. તેમાં લગ્ન થયું હોય તો પતિનો ઘાત થાય; ૧૮ મા નક્ષત્રને કેતુ ઉપગ્રહની સંજ્ઞા મળી છે. તેમાં લગ્ન કરે તો દીયરનો નાશ થાય; ૧૯ મા નક્ષત્રને ઉલ્કા ઉપગ્રહ કહે છે. તેમાં લગ્ન કરવાથી દ્રવ્યનો નાશ થાય; ૨૨ મા નક્ષત્રને વજ્ર ઉપગ્રહનું નામ આપવામાં આવ્યું છે, તેમાં લગ્ન કર્યું હોય તો ધનની હાનિ નીપજે; ૨૩ મા નક્ષત્રને કમ્પ ઉપગ્રહ કહે છે. તેમાં લગ્ન કરવાથી સદા ધ્રૂજતાજ રહેવું પડે; અને ૨૪ મું નક્ષત્ર નિર્ઘાત ઉપગ્રહ હોય તો સંહાર થાય.

### ઉપગ્રહ યંત્ર.

| યોગ | વિદ્યુત | શુલ | અશનિ | કેતુ | ઉલ્કા | વજ્ર | કંપ | નિર્ઘાત |
|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | ૫ (ઙ) | ૮ (જ) | ૧૪ (ઢ) | ૧૮ (દ) | ૧૯(ધ) | ૨૨(ફ) | ૨૪(બ) | ૨૪(ભ) |

## ક્રાન્તિસામ્ય.

રવિ અને ચદ્રની ભોગવેલી રાશિ ઉપર રવિ ચંદ્રને ક્રાતિસામ્ય ચ ત્રમા મુકવાથી અને એક રેખા પર રવિ ચદ્ર આવવાથી ક્રાતિસામ્યનો સ ભવ થાય છે મીન તથા કન્યાને, મેષ તથા સિ હને, વરખ તથા મકરને, તુલા તથા કુભને, વૃશ્ચિક તથા કર્કને અને મિથુન તથા ધનને એવી રીતે ક્રાંતિસામ્ય થાય છે એ ક્રાંતિસામ્યનો દોષ એટલો ગભીર છે કે કદાચ અગ્નિમા પડેલો માણુસ બચી જાય, સર્પ કરડ્યો હોય તો પણુ માણુસ ભાગ્યબળથી જીવી જાય પણુ ક્રાતિસામ્યમાં પરણેલો મનુષ્ય લાબુ જીવી શકે નહી

### ક્રાંતિસામ્યનુ યત્ર.

| | ૧ | ૧૨ | ૧૧ | |
|---|---|---|---|---|
| ૨ | | | | ૧૦ |
| | ક્રાતિ | સામ્ય | | |
| ૩ | | | | ૯ |
| ૪ | | | | ૮ |
| | ૫ | ૬ | ૭ | |

## પ્રતિષ્ઠાનું મુહૂર્ત.

ઘરનું વાસ્તુ તથા પ્રતિષ્ઠાના મુહૂર્તમાં દ્વિસ્વભાવ લગ્ન ( મિથુન, કન્યા, મીન ) અને સ્થિર લગ્ન ( વરખ, સિંહ, વૃશ્ચિક, કુંભ ) એને ગ્રહણ કરવાં. અને તે બે લગ્ન સારાં ન આવતાં હોય તો બહુ ગુણયુક્ત ચર લગ્ન પણ ગ્રહણ કરવું. મિથુન તથા ધન લગ્નનો અરધો ભાગ પહેલો શુભ છે અને મીન, તુલા, સિંહનો મધ્ય ભાગ શ્રેષ્ઠ છે.

## ચર, સ્થિર, દ્વિસ્વભાવ યંત્ર.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૭ | ૧૦ | ચર લગ્ન. |
| ૨ | ૫ | ૮ | ૧૧ | સ્થિર લગ્ન. |
| ૩ | ૬ | ૯ | ૧૨ | દ્વિ સ્વભાવ. |

## નવમાંશકનું ફળ.

મેષના નવમાંશકમાં જો પ્રતિષ્ઠા થાય તો અથવા દેવમૂર્ત્તિ સ્થાપિત કરવામાં આવે તો અગ્નિનો ભય થાય, જો વરખના નવમાંશકમાં સ્થાપન થાય તો ત્રણ દિવસમાં જ પ્રતિષ્ઠા કરનારની પ્રાણહાનિ થાય, મિથુનના નવમાંશકમાં સ્થાપન કરવાથી શુભ ફળ મળે, અને સંપૂર્ણ સુખની પ્રાપ્તિ થાય. કર્કના નવમાંશકમાં પ્રતિષ્ઠા થાય તો પ્રતિષ્ઠા કરનારના કૂળને છ મહિનામાં જ મોટું વિઘ્ન નડે. સિંહના નવમાંશકમાં થાય તો છ વર્ષમાં વિઘ્ન થાય. કન્યાના નવમાંશકનું ફળ શ્રેષ્ઠ

છે, એટલે કે સસારમા પ્રખ્યાતી પામે, સુખભોગની પ્રાપ્તિ કરે અને તે પ્રતિષ્ઠિત દેવની ઘણા લોકો પૂજા કરે તુલાના નવમાશકમા થાય તો તે પુરૂષને દરિદ્રાવસ્થા પ્રાપ્ત થાય. વૃશ્ચિકના નવમાશકમા જો સ્થાપન કરે તો રાજાનો કોપ થાય, પીડા થાય અને અગ્નિનો પણ ભય થાય ધનના નવમાંશકમા સ્થાપન કરવાથી ધનની વૃદ્ધિ થાય, ભોગવૃદ્ધિ થાય, અને ઘણા વર્ષ સુધી સુખ ભોગવે, મકરના નવમાશકમા સ્થાપન કરવાથી તુરત મૃત્યુ થાય તથા દેવની પ્રતિમા ઉપર ત્રણ વર્ષમા વજ્રપાત થાય કુભના-નવમાશકમા સ્થાપન કરવાથી બાર મહિનાની અદર જળપાત થાય અથવા પ્રતિષ્ઠા કરનારને જળોદરનો રોગ થાય મીનનુ નવમાંશક ઠીક છે અને તેથી તે મુહૂર્ત્તમા પ્રતિષ્ઠિત મૂર્ત્તિની ઇદ્રાદિક દેવો પણ પૂજા કરે અને મૃત્યુલોકમા પણ ખૂબ કીર્ત્તિ ફેલાય

બુદ્ધિમાન આચાર્યોનો એવો સ્પષ્ટ અભિપ્રાય છે કે શુદ્ધ નવમાશકમા શુભ કામ કરવુ તેથી શ્રેષ્ઠ ફળ મળે છે

## નવમાંશકનુ ફળનુ યંત્ર.

| | | | | | |
|---|---|---|---|---|---|
| મેશાષ | જઘન્ય | સિહાશ | જઘન્ય | ધનાંશ | ઉત્તમ |
| વરખાશ | જઘન્ય | કન્યાશ | ઉત્તમ | મકરાશ | જઘન્ય |
| મિથુનાશ | ઉત્તમ | તુલાશ | જઘન્ય | કુભાંશ | જઘન્ય |
| કર્કાશ | જઘન્ય | વૃશ્ચિકાંશ | જઘન્ય | મીનાંશ | મધ્યમ |

## ગ્રહની અવસ્થા અને તેનું બળ

વૃશ્ચિક, મિથુન, ધન અને કુંભ રાશિનો ચંદ્રમા શુભ કાર્યોમાં સારો ગણાય છે. કેતુ પાંચમા ભવનમાં નવમાંશમાં શુભ ગણાય છે, વરખ તથા મેષ લગ્નનો ચંદ્રમા પણ શુભ લેખાય છે. છઠ્ઠા તથા આઠમા સ્થાનને વિષે ક્રૂર ગ્રહ પણ સારો કહેવાય છે. નવમા નવમાંશકમાં રહેલો ચંદ્રમા ગ્રહણ કરવા યોગ્ય નથી. પણ તે જો વર્ગોત્તમી હોય તો ગ્રહણ કરવો.

**ગ્રહની નવ અવસ્થાઓ:**—દિપ્ત અવસ્થા, સ્વસ્થ અવસ્થા, મુદિત અવસ્થા, શાંત અવસ્થા સુપ્ત અવસ્થા, પ્રપીડિત અવસ્થા, દીન અવસ્થા, વિકળ અવસ્થા અને ખળ અવસ્થા એ પ્રમાણે ગ્રહની નવ અવસ્થા જાણવી. જે ગ્રહ ઉચ્ચનો હોય તેને દિપ્તાવસ્થા માનવામાં આવે છે. સ્વગૃહીની સ્વસ્થ અવસ્થા ગણાય, મિત્રના ગ્રહને વિષે રહેલો મુદિતાવસ્થાનો ગ્રહ ગણાય, શુભ ગ્રહ સહિત જે ગ્રહ હોય તેને શાંત અવસ્થાનો માનવામાં આવે છે. બળવાન્ ગ્રહ તે સુપ્તાવસ્થાનો ગ્રહ, રવિથી અસ્ત ગ્રહ વિકળ ગ્રહ, જે ગ્રહને પાપગ્રહ જુએ તે પ્રપીડિત ગણાય અને પાપગ્રહ અથવા નીચ ગ્રહ સહિત જે હોય તે દીન કહેવાય.

**લગ્નશુદ્ધિના પ્રકાર**—શુભ કાર્યોને વિષે જન્મરાશિ હોય તે લગ્ન ન લેવું. તેમજ જન્મરાશિથી આઠમું લગ્ન ને જન્મલગ્નથી આઠમું લગ્ન અને લગ્નથી છઠ્ઠે આઠમે ચંદ્રમા હોય તે લગ્ન પણ વર્જવું. જન્મરાશિથી અથવા જન્મલગ્નથી

(૧) ગામ જતા રસ્તામા રમતો શ્વાન દેખીએ તો લાભ થાય (૨) બહાર ગામ જતા કુતરો કાન ફફડાવે તો ગામ જવાનુ જરૂર માંડી વાળવુ (૩) ગામ જતા, કુતરો કોઇ ખાટલા ઉપર સૂનેલો ભાળીએ તો બહારગામ ન જવુ (૪) જો કુતરો કોઇ ભીત સાથે પોતાનુ અ ગ ઘસતો હોય અથવા આળોટતો હોય તો બહાર ગામ જવાથી ઘણો લાભ થાય (૫) બહાર ગામ જતા કુતરાનુ ટોળુ સામુ મળે તો જે ગામ જવાનુ હોય તે ગામ પર કોઈપણ પ્રકારનુ ભારે અનિષ્ટ આવી પડે, અથવા તો તે ગામના સારા પ્રતિષ્ઠિત માણસનુ મૃત્યુ થાય (૬) બહારગામ જતી વખતે શ્વાનને રતિક્રિડામા પ્રવૃત્ત થયેલો દેખીએ તો તે પણ અનિષ્ટ ગણાય (૭) ગામ જતા શ્વાનને ભોય સુધતો ભાળીએ તો પણ ભારે આપત્તિની આશ કા રખાય (૮) બહાર ગામ જતા સામેથી કુતરો આવી મળે તો ચિ તવેલ કામ ઘણી સારી રીતે પાર પડે (૯) અને ગામ જતા કાદવથી ખરડાયેલો કુતરો સામે મળે તો દુ ખકારક જાણવો

**ગરોળી વિષે**—જમતા જમતા ભાણામા ગરોળી પડે તો તે માણસ મહા સુખ પામે, ધોળી ગરોળી માથા ઉપર પડે તો છત્ર ધરાવે—રાજ્ય તરફથી સુખ મળે કાળી ગરોળી માથા ઉપર પડે તો કોઈપણ જાતનુ દુ ખ ભોગવવુ પડે, કાળી કે ધોળી ગરોળી કપાળ ઉપર પડે તો ધનનો લાભ થાય, આખ ઉપર પડે તો પોતાના ધણી, સાથી કે પોષકનો

નાશ થાય, ઉપલા હોઠ ઉપર પડે તો ધનનો નાશ થાય, નીચેના હોઠ ઉપર પડે તો હાથ બંધાવે, નાક ઉપર પડે તો રાજા તરફથી દુઃખ થાય. જમણા કાન ઉપર પડે તો ધનની હાનિ થાય, ડાબે કાને પડે તો ધનની પ્રાપ્તિ થાય, કેડ ઉપર પડે તો કોઈપણ જાતનું નુકશાન થાય, જમણા હાથ ઉપર પડે તો કલેશ, વઢવાડ થાય, ડાબા હાથ ઉપર પડે તો બંધન કરાવે, ગળા ઉપર પડે તો બાળકનો નાશ થાય, પેટ ઉપર પડે તો પુત્ર તરફથી દુઃખ થાય, જમણી કેડ ઉપર પડે તો પુત્રી તરફથી પીડા તથા કલેશ થાય, પુંઠ ઉપર પડે તો રોગ થાય, કુખ ઉપર પડે તો વિઘ્નનો નાશ થાય, ખોળામાં પડે તો પુત્રની આશા પુરી થાય, બરડા ઉપર પડે તો રાજ્ય તરફથી માન મળે, જમણા પગની ઘુંટી ઉપર પડે તો પોતાના વડિલને માથે દુઃખ આવે, ડાબા પગની ઘુંટી ઉપર પડે તો વડિલોને સુખી દેખે, પગની આંગળી ઉપર પડે તો સાસુ મરે, પગના તળીઆ ઉપર પડે તો દૂર મુસાફરી કરવાનું થાય. સાધારણ રીતે ધોળી ગરોળી સારી અને કાળી અનિષ્ટ સમજવી.

નારચંદ્ર જૈન જ્યોતિષ સંપૂર્ણ.

# જ્યોતિષ હીર.

## મંગળાચરણ.

पण परमिट्ठ णमेयं समरिय सुहगुरुं य सरस्सइ सहियं
कहियं जोइसहीरं गाथा छंदेण बंधेण. १

અર્થાત્—શ્રીપંચ પરમેષ્ઠી-અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, અને સર્વ સાધુઓને નમસ્કાર કરી, શ્રી સરસ્વતી દેવીનું અને સદ્ગુરૂનું સ્મરણ કરીને ગાથા-છંદોબદ્ધતામાં જ્યોતિષહીર હું કહું છું.

## આ ગ્રંથમાં કહેવાના વિષયોનાં નામ.

तिहि वार रिक्खजोगं, होडा चक्कम्मि रासि दिणसुद्धी
वाहण हंसो वच्छो सिवचक्कं जोगिणी राहो. २

भिगु कील परिघ पंचग, सूलं रविचारु थिवर सव्वंकं
रवि राज कुमार जाला, सुभ असुभं जोग अमियाय. ३

अधपुहर कालवेलं, कुलकं अवकुलकं कंटकं जोगं
कक्कड यमघंटा यं, उप्पाय मिच्च काण सिद्धं. ४

खजो, यमल सवत्त, सूल सत्तू य भसम दड्ढायं
कालमुही वज्जमुसलं, भद्दा कुमोइ जिमदाढ ५
चरजोग कालपास, छीया विजया य गमन तारवल,
गह सिसिद्दत्या गुणासट्ठि, भणिय चोले हिं श्रणुकमसो ६

અર્થાત્—અનુક્રમે નીચેના ૫૯ દ્વાર કિંવા વિષય આ ગ્રથમા વર્ણવવામા આવશે —(૧) તિથિ (૨) વાર (૩) નક્ષત્ર (૪) ચોગ (૫) હોરાચક્ર (૬) રાશિ (૭) દિનશુદ્ધિ (૮) વાહન (૯) હસ (૧૦) વત્સ (૧૧) શિવચક્ર (૧૨) ચોગિણી (૧૩) રાહુ (૧૪) ભૃગુ (૧૫) કીલક (૧૬) પરીઘ (૧૭) પચક (૧૮) શૂલ (૧૯) રવિચાર (૨૦) સ્થિરયોગ (૨૧) સર્વાકયોગ (૨૨) ગવિયોગ (૨૩) રાજ્યોગ (૨૪) કુમારયોગ (૨૫) જવાલામુખી યોગ (૨૬) શુભયોગ (૨૭) અશુભ યોગ (૨૮) અમૃતાદિ યોગ (૨૯) અર્ધપ્રહર (૩૦) કાળવેળા (૩૧) કુલિક (૩૨) ઉપકુલિક (૩૩) કટકયોગ (૩૪) કર્કટ યોગ (૩૫) યમઘટ યોગ (૩૬) ઉત્પાત યોગ (૩૭) મૃત્યુયોગ (૩૮) કાણુ યોગ (૩૯) સિદ્ધિયોગ (૪૦) ખજયોગ (૪૧) યમલયોગ (૪૨) સવર્ત્તક યોગ (૪૩) શૂલયોગ (૪૪) શત્રુયોગ (૪૫) ભસ્મ યોગ (૪૬) દડ યોગ (૪૭) કાલમુખી યોગ (૪૮) વજ્રમુસલ યોગ (૪૯) ભદ્રાફળ (૫૦) કુભચક્ર (૫૧) યમદાઢચક્ર (૫૨) ચરયોગ (૫૩) કાલપાશ (૫૪) છીંકફળ (૫૫) વિજયમુહૂર્ત્ત (૫૬) ગમન ફળ (૫૭) તારાબળ (૫૮) નવગ્રહચક્ર (૫૯) ચદ્રાવસ્થા

## શુભાશુભ તિથિઓ.

पक्खे पडिया सिट्ठं, बीया सिट्ठी तीयाइ खेमाय,
चउत्थी य धणं खीया, पंचमी सेया असुह छट्ठी. ७
सुहदाइया सत्तमि, अट्ठमि वाहि नवमि या मिच्चं
दसमि ग्गारिसि लाहो, जीवो संसाइ बारसी या. ८
सव्वसुहा तेरसिया, उज्जल अह किण्ह वज्जि चवदिसिया;
पुन्निम अमावासिया, गमणं परिहरिय सयकज्जं. ९

અર્થાત્—અંજવાળીયામાં અને અંધારીયામાં તિથિઓની શુભાશુભતા નીચે પ્રમાણે જાણવી:—એકમ શ્રેષ્ઠ, બીજ પણ શ્રેષ્ઠ, ત્રીજ કલ્યાણકારી, ચોથ ધનનો નાશ કરનારી, પાંચમ શ્રેષ્ઠ, છઠ્ઠ અશુભ, સાતમ સુખદાયક. આઠમ વ્યાધિકારક, નવમ મૃત્યુદાયક, દશમ–અગીયારસ લાભકારક, બારશ પ્રાણનો સંદેહ ઉપજાવનારી, તેરશ સુખકારી, ચૌદશ–પૂર્ણિમા અને અમાવાસ્યા બ્હાર જવામાં તેમજ શુભકાર્યોમાં ત્યજવા લાયક છે.

## નંદા, ભદ્રા, જયા વિગેરે તિથિઓનો ખુલાસો.

नंदाइ छट्ठि गारिसि, भद्दा बिय सत्तमि य बारिसिया,
तिय अट्ठमि तेरसि जया, रित्ता चउ नवमि चवदिसिया. १०
पंचमि दसमि य पुन्निम, पुन्ना पण नाम जोग अजोगं,
तिहि सुद्धी सवि सुद्धं, भणिया, विबुहाइ जोइसियं. ११

અર્થાત્—એકમ, છઠ્ઠ, અગીયારશ એ નદા તિથિ, બીજ, સાતમ ને બારસ ભદ્રાતિથિ, ત્રીજ, આઠમ, તેરશ જયાતિથિ, ચોથ, નવમ ને ચૌદશ રિક્તાતિથિ પાચમ, દશમ અને પુનમ પૂર્ણાતિથિ આ પાચ પ્રકારની તિથિઓનાં નામ ઉપરથી જ તેના ફળાફળનો વિચાર કરી લેવો તિથિ જો શુદ્ધ હોય તો બાકીનુ બધુ શુદ્ધ થઈ જાય છે એમ વિદ્વાન્ જ્યોતિષીઓ કહે છે

## શુભ કાર્યોમાં વર્જવા યોગ્ય તિથિઓ.

रित्ता छट्ठि श्रमावसि, श्रट्ठमि वारसि यदड्ढ कूराए
तिय वार फरस तिहि ते सव्वे वज्जिय सुहकम्मे १२

અર્થાત્—રિક્તાતિથિ ( ચોથ, નવમ અને ચૌદશ ), છઠ્ઠ, અમાસ, આઠમ, બારસ, તથા દગ્ધાતિથિ, કૂર તિથિ અને ત્રણ વારને સ્પર્શ કરનારી તિથિ સર્વે શુભ કાર્યમાં વર્જવી

## રવિદગ્ધા તિથિઓ કઇ ?

बीयाइ मीन धणा रवि, चउत्थी तिहि भाणु वसह कुभाए,
छट्ठी य मेस कक्क, श्रट्ठमि कन्नाइ मिहु हि १३
दसमीइ विच्छि, सिंहो, वारसि श्रग्गे य तुले मकरे यं
रविदड्ढा तिहि ए ए, वज्जेय सव्व सुह कज्जाय १४

અર્થાત્—ધન અને મીનનો સૂર્ય હોય તો બીજ, વૃષ

અને કુંભનો રવિ હોય તો ચોથ, મેષ અને કર્કનો રવિ હોય તો છઠ્ઠ, કન્યા અને મિથુનનો રવિ હોય તો આઠમ, સિંહ અને વૃશ્ચિકનો રવિ હોય તો દશમ, તુલા અને મકરનો રવિ હોય તો બારશ એ પ્રમાણે બીજ, ચોથ, છઠ્ઠ, આઠમ, દશમ અને બારશ એ છ તિથિઓ રવિદગ્ધા તિથિ લેખાય છે અને તેથી સર્વે શુભ કાર્યોમાં એવી તિથિઓ વર્જવા યોગ્ય છે.

## રવિદગ્ધા તિથિનું યંત્રઃ—

| | |
|---|---|
| ધન અને મીનની ૨ | મિથુન અને કન્યાની ૮ |
| વૃષ અને કુંભની ૪ | સિંહ અને વૃશ્ચિકની ૧૦ |
| મેષ અને કર્કની ૬ | તુલા અને મકરની ૧૨ |

## ચન્દ્રદગ્ધા તિથિઓ

कुंभ धणो ससि बीया, मेषे मिथुने हिं चंद चउत्थीया.
सिंह तुले हि छठ्ठी, मीने मकरे हिं अठ्ठमीया. १५
करके विस ससि दसमी, विच्छि कन्नाइ वारसी तिहिया
कज्जे य सव्वे वज्जं, ससिदद्धा गहि सव तिहिया. १६

અર્થાત્—ધન અને કુંભનો ચંદ્રમા હોય તો બીજ, મેષ અને મિથુનનો ચંદ્રમા હોય તો ચોથ, સિંહ અને તુલાનો ચન્દ્ર હોય તો છઠ્ઠ, મીન અને મકરનો ચંદ્રમા હોય તો

આઠમ, કર્ક અને વૃષનો ચંદ્ર હોય તો બારસ, એ પ્રમાણે ૭ તિથિઓ ચન્દ્રદગ્ધા તિથિઓ ગણાય છે અને તેનો સર્વ શુભ કાર્યોમાં ત્યાગ કરવો.

## ચન્દ્રદગ્ધા તિથિનું યંત્ર

| | |
|---|---|
| કુંભ અને ધનની ૨ | મકર અને મીનની ૮ |
| મેષ અને મિથુનની ૪ | વૃષ અને કર્કની ૧૦ |
| તુલા અને સિંહની ૬ | વૃશ્ચિક અને કન્યાની ૧૨ |

## ક્રૂર તિથિઓ

मेस रवि पडिवा तिहि, पंचमि पढमोइ पाय कूराय,
वसहे रवि तिहि बीया, दुगपाय पचमी कूर १७
मिहुणे हि अगंकि तीया, पचमी तियपाय कूर भणिार्णहिं,
करके अरके चउत्थी, कूरो चउपाइ पचमिय १८
सिंहे छट्ठी भणिय, दसमी धुरिपाइ कूर उग्गे हिं,
कन्नाइ तिही सत्तमि, पाइदुग दममि रुद्द गणिए हिं १९
तुल सकते अट्ठमि, तियपाय दसमि रुद्दवहिए हिं,
अलि सकते नवमी, अतो पय दसमि भयभीया २०
धण सूरो इगारसि, पुन्निम इगपाय वज्जि सव्व कज्जे,
मकरे सूरो बारसि, पुन्निम दुयपाय वज्जे हिं २१

कुंभोइ भाणु तेरसि, तिय पायं पुन्निमी य परिवज्जे,
मीणोइ भाणा चवद्दिसि, चउरो पय वज्जि पुन्निमी या. २२

અર્થાત્—મેષ વિગેરે જે બાર તિથિઓ છે તેના, ચાર ચાર તિથિઓનો એક એવા ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે. તે દરેક ભાગને ચતુષ્ક કહેવામાં આવે છે. મેષાદિ ચતુષ્ક, સિંહાદિ ચતુષ્ક અને ધનાદિ ચતુષ્ક. ચતુષ્કના ચોથા ભાગને પાદ કહે છે. હવે, મેષાદિ પ્રથમ ચતુષ્કના પ્રથમ પાદ–મેષનો રવિ હોય તો પડવો અને પાંચમ; બીજા પાદ–વૃષનો રવિ હોય તો બીજ અને પાંચમ; ત્રીજા પાદ–મિથુનનો રવિ હોય તો ત્રીજ અને પાંચમ; ચોથા પાદ–કર્કનો રવિ હોય તો ચોથ અને પાંચમ; સિંહાદિ બીજા ચતુષ્કના પ્રથમ પાદ–સિંહનો રવિ હોય તો છઠ્ઠ અને દશમ, બીજા પાદ–કન્યાનો રવિ હોય તો સાતમ અને દશમ, ત્રીજા પાદ–તુલાનો રવિ હોય તો આઠમ અને દશમ, ચોથા પાદ–વૃશ્ચિકનો રવિ હોય તો નવમ અને દશમ; ધનાદિ ત્રીજા ચતુષ્કના પ્રથમ પાદ–ધનનો રવિ હોય તો અગીયારશ અને પૂનમ, બીજા પાદ–મકરનો રવિ હોય તો બારશ અને પુનમ, ત્રીજા પાદ–કુંભનો રવિ હોય તો તેરસ અને પુનમ, ચોથા પાદ–મીનનો રવિ હોય તો ચૌદશ અને પુનમ એ બધી ક્રૂર તિથિઓ જાણવી. ( આરંભસિદ્ધિમાં કહ્યું છે કે મેષાદિ રાશી ક્રૂર વારમાં આવે તો ઉક્ત તિથિ ક્રૂર ગણાય. પ્રથમ વિમર્શ શ્લોક–૮ )

## ક્રૂર તિથિની યંત્ર રચના ( પાઠાંતરે )

पचमी दसमि य पुन्निम, वज्जिय तिहि वार बार संकति,
मेषाइ पडिवाइ, कूरा वज्जे य सुह कज्जे १
पचमि चउभागे हिं, ठविय, संकति मेस अरकाइ,
तह दसमि सिंह विच्छिय, पुन्निम चउभाग धणा मीयं २

અર્થાત્—પાચમ, દશમ અને પુનમને છોડી દઈ બાકીની બાર તિથિઓ અનુક્રમે બાર સંક્રાન્તિમા સ્થાપન કરો અને મેષથી કર્ક સુધીની ચાર સંક્રાન્તિમા પાચમ, સિંહથી વૃશ્ચિક સુધીની ચારમા દશમ, અને ધનથી મીન સુધીની ચારમા પુનમ સ્થાપન કરવી એ બધી ક્રૂર તિથિઓ ગણાય છે અને તેનો સર્વે શુભ કાર્યોમા ત્યાગ કરવો વિશેષ સ્પષ્ટીકરણ નીચેના યંત્રથી જાણવુ.—

### મેષાદિ ક્રૂર તિથિનુ યંત્ર

| | | | | | |
|---|---|---|---|---|---|
| મેષ . . | .૧–૫ | સિંહ | ૬–૧૦ | ધન | ૧૧–૧૫ |
| વૃષ . . | ૨–૫ | કન્યા . . | ૭–૧૦ | મકર | ૧૨–૧૫ |
| મિથુન | ૩–૫ | તુલા . . . . | ૮–૧૦ | કુંભ | ૧૩–૧૫ |
| કર્ક . . | ૪–૫ | વૃશ્ચિક | ૯–૧૦ | મીન | ૧૪–૧૫ |

### શુભાશુભ વાર

-वार—रवि, सोम, मगळ, बुध, गुरु सुकेइ थावर प्पमाया,
सोमा—ससि बुध गुरु भिगु, कूरा रवि मद भोमाइ २१

અર્થાત્—રવિવાર, સોમવાર, મંગળવાર, બુધવાર, ગુરૂવાર, શુક્રવાર અને શનિવાર એ પ્રમાણે સાત વારનાં નામ જાણવા. તેમાં સોમ, બુધ, ગુરૂ અને શુક્ર એ ચાર વાર સૌમ્ય–શુભ છે, અને રવિ, મંગળ તથા શનિ એ ત્રણ વાર ક્રૂર–અશુભ છે.

## કયા કાર્યમાં કયો ગ્રહ સબળ ગણાય ?

गमणं भिगु बुध नाणं, निवमिलणं सूर गुरु य विवाहे,
शनि थाघनू युद्ध भौमे, ससिबळ सव्वे हि कज्जे हिं. २४
न हु वारदोस रयणी, विसेस, भूमेहिं मंदवारे हिं,
सनि सुत्त भूम भुत्तं, सुहदाइ सयल कज्जे हिं. २५

અર્થાત્—ગમન–પ્રયાણમાં શુક્રનું બળ, વિદ્યાભ્યાસમાં બુધનું બળ, રાજાની મુલાકાત વિગેરેમાં સૂર્યનું બળ, વિવાહમાં ગુરૂનું બળ, દીક્ષામાં શનિનું બળ, યુદ્ધમાં મંગળનું બળ, અને બાકીનાં સર્વ કાર્યમાં ચંદ્રમાનું બળ જોવું. રાત્રીને વિષે વારનો દોષ લાગતો નથી. અને મંગળવારે તથા શનિવારે તો ખાસ કરીને દોષ ન ગણાય.

## વારની શરૂઆત કયારથી ગણવી ?

संकन्ति कुंभविच्छी, मीने मेषे हिं संक्रवारे हिं,
करके तुल धन वसहे, वारं निसि मज्झि लग्गे यं. २६

सूरे उग्गे वार, कन्ना मकरे हिं मिथुन सिंहे य,
सक्रंति वार तिहुपरी, लग्ग तिय जोइस हीरं २७

અર્થાત—કુંભ, મીન, મેષ અને વૃશ્ચિકની સંક્રાન્તિમાં સન્ધ્યા સમયથી વારની શરૂઆત થાય, કર્ક, તુલા, ધન અને વૃષની સંક્રાન્તમા અર્ધરાત્રીથી વાર ગણાય, અને કન્યા, મકર, મિથુન તથા સિંહની સંક્રાન્તિમા દિવસના ઉદયથી વાર ગણાય

## સાત વારના શુભ ચોઘડીયાં

सग वारे चउघडिया, उत्तम आइच्च एग विय सडे,
ससि इग पण अट्ठेहिं, मंगल चउ सत्त अड लहिय २८
बुद्धोइ तीय सड अड, सुरगुरु वीओइ पंच सत्तमिय,
भिगु इगु चउ सड अट्ठम, ती पण सग अट्ठ रविपुत्तो २९

અર્થાત્—રવિવારનુ પહેલુ, બીજુ અને છઠ્ઠુ, સોમ વારનુ પહેલુ, પાચમુ, અને આઠમુ, મંગળવારનુ ચોથુ, સાતમુ અને આઠમુ, બુધવારનુ ત્રીજુ, છઠ્ઠુ, અને આઠમુ, ગુરૂવારનુ બીજુ, પાચમુ અને સાતમુ, શુક્રવારનુ પહેલું, ચોથુ, છઠ્ઠુ અને આઠમુ શનિવારનુ ત્રીજુ, પાચમું સાતમુ અને આઠમુ ચોઘડીયું શુભ જાણવુ

## શુભ ચોઘડીયાનુ યંત્ર.

| | | | | |
|---|---|---|---|---|
| રવિ | ૧ | ૨ | ૬ | ઉત્તમ |
| સોમ | ૧ | ૫ | ૮ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મંગળ | ૪ | ૭ | ૮ | | ,, |
| બુધ | ૩ | ૬ | ૮ | | ,, |
| ગુરૂ | ૨ | ૫ | ૭ | | ,, |
| શુક્ર | ૧ | ૪ | ૬ | ૮ | ,, |
| શનિ | ૩ | ૫ | ૭ | ૮ | ,, |

## કાલહોરા.

होराइ रवि उद्देगं, सोम अमी भूम रोग बुध लाहं,
गुरु सुभ भिगु चलयं, थावर कल होइ दिणा उग्गे. ३०
निसि सूर सुभो चल सिसि, कुज कलहि बुध उद्देग गुरु अमियं,
भिगु रोग लाभ थावर, रयणा पर्णा गिणो विणे कट्ठ. ३१

અર્થાત્—સૂર્યોદયથી સાત વારની આદ્ય હોરા નીચે પ્રમાણે:—રવિવારની ઉદ્વેગ, સોમવારની અમૃત, મંગળવારની રોગ, બુધવારની લાભ, ગુરૂવારની શુભ, શુક્રવારની ચલ અને શનિવારની કલહ હોરા આવે છે. રાતની શરૂઆતથી આદ્ય હોરા:—રવિવારે શુભ, સોમવારે ચળ, મંગળવારે કલહ, બુધવારે ઉદ્વેગ, ગુરૂવારે અમૃત, શુક્રવારે રોગ, અને શનિવારે લાભ હોરા આવે છે. અઢી ઘડીની એક હોરા ગણાય. તેમાં આદ્ય હોરા પોતાના વાર પ્રમાણે જાણવી. જે દિવસે જે વાર હોય, તે દિવસે તે વારની આદ્ય હોરા હોય અને બીજી હોરા તે પછીના છઠ્ઠા વારની ત્રીજી હોય તે આવે અને એ પ્રમાણે બધી હોરા વિષે જાણવું. રાત્રીમાં આદ્ય હોરા પોતાના વારની

હોય છે અને બીજી તેના પછીના પાચમા વાગની સમજવી વિશેષ ખુલાસો નીચે ચત્રમા આપીએ છીએ –

## દિન હોરા યત્ર.

| રવિ | સોમ | મગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ઉ | અ | રો | લા | શુ | ચ. | કા |
| ચ | કા | ઉ | અ | રો | લા | શુ |
| લા | શુ | ચ | કા | ઉ | અ | રો |
| અ - | રો | લા | શુ | ચ | કા | ઉ |
| કા | ઉ | અ | રો | લા | શુ | ચ |
| શુ | ચ | કા | ઉ | અ | રો | લા |
| રો | લા | શુ | ચ | કા | ઉ | અ |
| ઉ | અ | રો | લા | શુ | ચ | કા |
| ચ | કા | ઉ | અ | રો | લા | શુ |
| લા. | શુ | ચ | કા | ઉ | અ | રો |
| અ | રો | લા | શુ | ચ | કા | ઉ |
| કા | ઉ | અ | રો | લા | શુ | ચ |

## રાત્રી હોરા યત્ર

| રવિ | સોમ | મગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| શુ | ચ | કા | ઉ | અ | રો | લા |
| અ | રો | લા | શુ | ચ | કા | ઉ |
| ચ. | કા | ઉ | અ | રો | લા | શુ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| રે. | લા. | શુ. | ચ. | કા. | ઉ. | અ. |
| કા. | ઉ. | અ. | રે. | લા. | શુ. | ચ. |
| લા. | શુ. | ચ. | કા. | ઉ. | અ. | રે. |
| ઉ. | અ. | રે. | લા. | શુ. | ચ. | કા. |
| શુ. | ચ. | કા. | ઉ. | અ. | રે. | લા. |
| અ. | રે. | લા. | શુ. | ચ. | કા. | ઉ. |
| ચ. | કા. | ઉ. | અ. | રે. | લા. | શુ. |
| રે. | લા. | શુ. | ચ. | કા. | ઉ. | અ. |
| કા. | ઉ. | અ. | રે. | લા. | શુ. | ચ. |

## સિદ્ધ છાયા લગ્ન

ससि सुक्क सनी साढं, अड पाया नव भूमे य अड बुध्धे
रवि एगारस सग गुरु, तणुछाया मिणा हु भूमि सुद्ध. ३२

અર્થાત્-સોમવાર, શુક્રવાર અને શનિવારે જો સાડા આઠ, મંગળવારે નવ, બુધવારે આઠ, રવિવારે અગીઆર અને ગુરૂવારે સાત પગલા જેટલી પોતાના શરીરની છાયા પડે તો તે શુભ લગ્ન જાણવું. આ છાયા લગ્ન બરાબર આવતું હોય તો શુભલગ્નના અભાવમાં પણ પ્રયાણ, પ્રવેશ, પ્રતિષ્ઠા, તથા દીક્ષા વિગેરે શુભ કાર્યો થઇ શકે એવો વિદ્વાનોનો અભિપ્રાય છે. આરંભસિદ્ધિમાં પણ કહ્યું છે કેઃ—

सुहग्गह लग्गा भावे, विरुद्ध दिवसेऽवि तुरिअ कज्जम्मि,
गमणा पवेस पइट्ठा दिक्खाई कुणसु इत्थ जओ.

## નક્ષત્રોનાં નામ.

अस्सनि भरणी कित्तग, रोहिणी मिग अद्द पुणव्वसं पुक्खर,
असलेसा य मघा यं, पुव्वा उत्तरफग्गुणिय ३६
हत्था य चित्त साय, विसाह अणुराह जिट्ठ मूला य
पुव्वा उत्तरसाढा, अभीय सवणा धनिट्ठा य ३७
सयभिसह पुव्वभद्दपद, उत्तरभद्द रेवइ य अडवीसं,
निक्खत्ता अह तारा, कहिय जोइस पमाणम्मि ३८

અર્થાત્—અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુણી, ઉત્તરાફાલ્ગુણી, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલ. પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા અભિજિત, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, પૂર્વાભાદ્રપદા ઉત્તરાભાદ્રપદા અને રેવતી એ પ્રમાણે નક્ષત્રોના નામ જાણવા

## નક્ષત્રના તારા કેટલા ?

अस्सणि तिय भरणी तिय, क्रित्तिग सड रोहिणी य पण तारा,
मिगसिर तिय अद्दा इग, पुणव्वसु चउरोइ पुक्खर तिय ३९
असलेसा य सड मघ पण, पुफा दो उफा दो य कर पण य,
चित्त इग साइ इग, विसाह अणुराह चउ चउरो ४०
जिट्ठ तिय मूल इगदस, चउ चउ पुसा उसाइ तिय अभिय,
सवण तिय धणिट्ठा चउ, मियभिस सउ पूभ उभदो दो ४१

रेवय बत्तीसाणं, तारा संख्याई तिहि निसेयव्वो,
सियभिस दसमी नेया, रेवय बीया पमाणम्मि. ૪૨

અર્થાત્—અશ્વિની નક્ષત્રની ૩ તારા, ભરણીની ત્રણ, કૃતિકાની છ, રોહિણીની પાંચ, મૃગશીરની ત્રણ, આર્દ્રાની એક, પુનર્વસુની ચાર, પુષ્યની ત્રણ, આશ્લેષાની છ, મઘાની પાંચ, પૂર્વાફાલ્ગુણીની બે, ઉત્તરાફાલ્ગુણીની બે, હસ્તાની પાંચ, ચિત્રાની એક, સ્વાતિની એક, વિશાખાની ચાર, અનુરાધાની ચાર, જયેષ્ઠાની ત્રણ, મૂળની અગીયાર, પૂર્વાષાઢાની ચાર, ઉત્તરાષાઢાની ચાર, અભિજિતની ત્રણ, શ્રવણની ત્રણ, ધનિષ્ઠાની ચાર, શતભિષાની સો, પૂર્વાભાદ્રપદની બે, ઉત્તરાભાદ્રપદની બે, અને રેવતીની બત્રીશ તારા હોય છે. આ તારાનો ઉદ્દેશ એ છે કે, જે નક્ષત્રની જેટલી તારા હોય તેટલામી તે નક્ષત્રની તિથિ અશુભ જાણવી. દાખલા તરીકે અશ્વિનીની ત્રણ તારા છે, તેથી અશ્વિની નક્ષત્રની ત્રીજ અશુભ. કૃતિકાને છ તારા છે તેથી કૃતિકાની છઠ્ઠ પણ અશુભ, શતભિષાની એકસો તારા છે, તેને પંદરે ભાગવાથી બાકી ૧૦ રહે તેથી શતભિષાની દશમી અશુભ. રેવતીની બત્રીશ તારા છે, તેને પંદરે ભાગવાથી બાકી બે રહે તેથી રેવતીની બીજ અશુભ. એવી રીતે સઘળા નક્ષત્રોના સંબંધમાં તિથિઓની શુભાશુભતા અવધારવી.

## नक्षत्रसंज्ञा

चर चल य पच कहिय, साइ पुणव्वसु य तीय सवणाइ,
कुरा उग्गा पया रिक्ख, मघ भरणी निन्नि पुव्वा य ४३
थिर धुव य चऊ भणिय, रोहिणि एगाइ उत्तरा तिण्ण,
दारुण तिण्ह चउरो, मूल असलेस जिट्ठ द्दा ४४
लहु खिप्प चउ रिक्ख, पुस्सा हत्था य अस्सिणि अभीय,
मिहुमित्त चउ रिसि य, रेवय मिग चित्त अणुराहा ४५
मिस्सो साहारणा दुग, विसाह कित्तिय अह फल कहिय,
रिसियाइ जे य कम्म, नाम सरिसाइ कारिय ४६
गमणा चर लहु कीरइ, सर्नि कीरइ उग्ग थिर मित्त,
वाही छेयो तिण्ह, मिस्सो साहारणा कम्म ४७

અર્થાત્—સ્વાતિ, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા, અને શતભિષા એ નક્ષત્રોની ચર અથવા ચળ સંજ્ઞા છે, મઘા, ભરણી અને ત્રણેય પૂર્વા એ પાચ નક્ષત્રો ક્રૂર અથવા ઉગ્ર સંજ્ઞાવાળા ગણાય છે, રોહિણી અને ત્રણેય ઉત્તરા એ ચાર નક્ષત્રો સ્થિર અથવા ધ્રુવસંજ્ઞક છે મૂળ, અશ્લેષા જ્યેષ્ઠા, અને આર્દ્રા એ ચાર નક્ષત્રોની દારૂણ અથવા તીક્ષ્ણ સંજ્ઞા છે પુષ્ય, હસ્તા, અશ્વિની, અભિજિત એ ચાર નક્ષત્રોની લઘુ અથવા ક્ષિપ્ર સંજ્ઞા છે રેવતી, મૃગશીર્ષ, ચિત્રા અને અનુરાધા એ ચાર નક્ષત્ર મૃદુ અથવા મિત્ર સંજ્ઞાવાળા છે

વિશાખા અને કૃત્તિકા એ બન્ને નક્ષત્રો મિશ્ર અથવા સાધારણ સંજ્ઞાથી ઓળખાય છે. જે સંજ્ઞાવાળા નક્ષત્ર હોય તેમાં તેવા પ્રકારનાં કાર્ય કરવાથી ફળસિદ્ધિ થાય છે. દાખલા તરીકે ચર સંજ્ઞાવાળા અથવા લઘુ સંજ્ઞાવાળા નક્ષત્રમાં પ્રયાણ, વિદ્યારંભ કરવાથી લાભ થાય. ઉગ્ર, સ્થિર, અને મિત્ર સંજ્ઞાવાળા નક્ષત્રમાં માંગલિક, અભિષેક અથવા આરામ આદિ શાંતિમય કાર્યો કરવાં. કોઇ કોઇના મત પ્રમાણે ઉગ્ર સંજ્ઞાવાળા નક્ષત્રમાં વધ, બંધન, શસ્ત્રરચના તથા અગ્નિ આદિ ક્રૂર કર્મ પણ કરવાનું કહ્યું છે. તીક્ષ્ણ સંજ્ઞાવાળા નક્ષત્રમાં વ્યાધિને હઠાવવાનો પ્રયોગ કરવો. મિશ્ર સંજ્ઞાવાળા નક્ષત્રમાં સાધારણ કાર્યો કરવાં.

## દિનયોગ.

बिक्खंभ पीय अक्खय, सोभागं सोभने हि अतिगंडं,
सोकम्मं धिति सूलं, गंडो विद्धो धुवो बाघा. ४८

हरसरा वज्जो सिद्धो, वितिपातं विरिह परिघ सिवसिद्धं,
साद्ध सुभो सुकलो, बम्हा इंदं च विधिति य. ४९

અર્થાત્—વિષ્કંભ, પ્રીતિ, અક્ષત ( આયુષ્યમાન્ ), સૌભાગ્ય, શોભન, અતિગંડ, સુકર્મા, ધૃતિ, શૂલ, ગંડ, વૃદ્ધિ, ધ્રુવ, વ્યાઘાત. હર્ષણ, વજ્ર, સિદ્ધિ, વ્યતિપાત, વરિયાન, પરિઘ, શિવ, સિદ્ધિ, સાધ્ય, શુભ, શુકલ, બ્રહ્મા, ઐન્દ્ર અને વૈધૃતિ એ પ્રમાણે ૨૭ યોગ છે.

## યોગની દુષ્ટ ઘડીઓ.

मव्वे हिं विधित्ति हिं, सव्वे विनिपात परिघ अध्धो हिं,
वज्जोय नव घटिय, व्याघाय नव घडिय परिमाणा. ५०
सूलोइ मत्त घडिय, गडो अतिगज छए घडियाइ,
पचेवइ विक्खम, सव्वे कज्जे विवज्जे हिं ५१

અર્થાત્—વૈધૃતિ અને વ્યતિપાત પૂરેપૂરા વર્જવા, પરિઘ પહેલેથી લઈ અર્ધો, વજ્ર અને વ્યાઘાતની પહેલી નવ નવ ઘડી, શૂલ યોગની સાત ઘડી, ગંડ અને અતિગંડની છ છ ઘડી અને વિષ્કંભની પાંચ ઘડી, બધા સારા કામમાં છોડી દેવી.

## હોરા ચક્ર.

चु चे चो ला अस्सणी, ली लू ले लो भरणि बीय रिक्खाय,
आ इ ऊ ए किित्तग, ओ वा वी वृ रोहिणी चउगे ५२
वे वो का की मिगसिर, कु घ ङ छ अद्दाइ छद्द गिसियाय,
के को हा ही पुणव्वसु, हु हे हो डा य पुस्साय ५३
डी डु डे डो असलेसा, मा मी मू मे मघ दसम सयुत्त,
मो टा टी टू पुव्वफग्गुणी, टे टो पा पी य उत्तरा फग्गुणी. ५४
पू म ण ठ हत्थ तेरम, पे पो रा री चित्त चवदमं भणिय,
रु रे रो ता साय, ती तू ते तो विसाहा य. ५५
ना नी नू ने अनुराहा, नो या यी यू जिठ्ठ दसम अड उवरिं,
ये यो भा भी मूल, भू धा फ ढा पुव्वसाढा यं. ५६

मे भो जा जि उसाढा, जू जे जो खा अभीय बावीसं,
खी खू खे खो सवणां, गा गी गू गे धणिट्ठा यं. ५७

गो सा सी सु सियभिस, से सो दा दी पूव्वभद्द लहियं,
दू थ झ झ ञ उत्तर भद्दपद, दे दो चा ची रेवइ कहियं. ५८

અર્થાત્—દરેક નક્ષત્રના ચાર ચાર ચરણ છે. (૧) અશ્વિનીનાં ચૂ, ચે, ચો, લા, (૨) ભરણિના લી, લૂ, લે, લો (૩) કૃત્તિકાના આ, ઇ, ઉ, એ, (૪) રોહિણીના ઓ, વા, વી, વૂ (૫) મૃગશીરના વે, વો, કા, કી, (૬) આર્દ્રાના કુ, ઘ, ઙ, છ, (૭) પુનર્વસુના કે, કો, હા, હી, (૮) પુષ્યના હુ, હે, હો, ડા, (૯) અશ્લેષાના ડી, ડૂ, ડે, ડો, (૧૦) મઘાના મા, મી, મૂ, મે (૧૧) પૂર્વાફાલ્ગુણીના મો, ટા, ટી, ટુ (૧૨) ઉત્તરા ફાલ્ગુણીના ટે, ટો, પા, પી (૧૩) હસ્તાના પૂ, સ, ણ, ઠ (૧૪) ચિત્રાના પે, પો, રા, રી (૧૫) સ્વાતિના રૂ, રે, રો, તા (૧૬) વિશાખાના તી, તૂ, તે, તો (૧૭) અનુરાધાના ના, ની, નૂ, ને (૧૮) જ્યેષ્ઠાના નો, યા, યી, યૂ (૧૯) મૂળના યે, યો, ભા, ભી (૨૦) પૂર્વાષાઢાના ભૂ, ધા, ફ, ઢા (૨૧) ઉત્તરાષાઢાના ભે, ભો, જા, જી (૨૨) અભિજિતના જ, જે, જો, ખા, (૨૩) શ્રવણના ખી, ખૂ, ખે, ખો (૨૪) ધનિષ્ઠાના ગા, ગી. ગૂ, ગે, (૨૫) શતભિષાના ગો, સા, સી, સુ, (૨૬) પૂર્વા ભાદ્રપદના સે, સો, દા, દી (૨૭) ઉત્તરા ભાદ્રપદના દૂ, થ, ઝ, ઞ,

અને ( ૨૮ ) રેવતીના દે, દો, ચા, ચી, એ પ્રમાણે ૨૮ નક્ષત્રના ચાર ચાર ચરણ અવધારવા

## બાર રાશીઓ.

मेन विस मिहुन करक, सिंहो कन्नाड तुला विच्छीय,
धन मकर कुंभ मीन, बारस रासी अणुक्कमसो ५९

અર્થાત્—( ૧ ) મેષ, ( ૨ ) વૃષ, ( ૩ ) મિથુન, ( ૪ ) કર્ક, ( ૫ ) સિંહ, ( ૬ ) કન્યા, ( ૭ ) તુલા, ( ૮ ) વૃશ્ચિક, (૯) ધન, (૧૦) મકર, ( ૧૧ ) કુંભ, અને ( ૧૨ ) મીન એ પ્રમાણે અનુક્રમે બાર રાશી છે

## નક્ષત્રના ચરણ પરથી રાશીની સમજુતી.

(૧) મેષ—"अश्विनी भरणी कृत्तिकापादे मेषः"—અર્થાત્ અશ્વિની ભરણી અને કૃત્તિકાના એક પાદ (ચરણ) ની મેષ રાશી

(૨) વૃષ -"कृत्तिकाना त्रयः पादा रोहिणी मृगशिरोऽर्द्धं वृषः"—અર્થાત્ કૃત્તિકાના ત્રણ પાદ, રોહિણી અને મૃગશિરના બે પાદની વૃષ રાશી

(૩) મિથુન—" मृगशिरोऽर्द्धमार्द्रा पुनर्वसु पादत्रयं मिथुन "—અર્થાત્ મૃગશીરના બે પાદ, આર્દ્રા અને પુનર્વસુના ત્રણ પાદની મિથુન રાશિ

(૪) કર્ક—"पुनर्वसु पादमेकं पुष्याश्लेषान्तं कर्कः"—

અર્થાત્ પુનર્વસુનો એક પાદ, પુષ્ય અને અશ્લેષાના અંતની કર્ક રાશિ.

(૫) સિંહ—" मघा च पूर्वाफाल्गुनी उत्तराफाल्गुनी पादे सिंहः "—અર્થાત્ મઘા, પૂર્વાફાલ્ગુની અને ઉત્તરાફાલ્ગુનીના એક પાદની સિંહ રાશિ.

(૬) કન્યા—" उत्तराणां त्रयः पादा हस्तचित्रार्द्धं कन्या "—અર્થાત્ ઉત્તરાફાલ્ગુનીના ત્રણ પાદ, હસ્ત અને ચિત્રાના બે પાદની કન્યા રાશિ.

(૭) તુલા—" चित्रार्द्धं स्वाति विशाखा पादत्रयं तुला "—અર્થાત્ ચિત્રાના બે પાદ, સ્વાતિ અને વિશાખાના ત્રણ પાદની તુલા રાશિ.

(૮) વૃશ્ચિક—" विसाखा पादमेकं अनुराधा ज्येष्ठानां वृश्चिकः "—અર્થાત્ વિશાખાનો એક પાદ, અનુરાધા અને જ્યેષ્ઠાના અંતની વૃશ્ચિક રાશિ.

(૯) ધન—"मूलं च पूर्वाषाढा उत्तराषाढा पादे धनुः"—અર્થાત્ મૂલ, પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢાના એક પાદની ધનરાશિ.

(૧૦) મકર—" उत्तराणां त्रयः पादाः श्रवण धनिष्ठार्द्धं मकरः "—અર્થાત્ ઉત્તરાષાઢાના ત્રણ પાદ, શ્રવણ અને ધનિષ્ઠાના બે પાદની મકર રાશિ.

(૧૧) કુંભ—" धनिष्ठार्द्धं शतभिषा पूर्वाभाद्रपद त्रयं

કુંભ: "—અર્થાત્ ધનિષ્ઠાના બે પાદ, શતભિષા અને પૂર્વાભાદ્રપદના ત્રણ પાદની કુંભ રાશિ

(૧૨) મીન—" पूर्वाभाद्रपदमेकमुत्तराभाद्रपद रेवत्यन्तं मीनः "—અર્થાત્ પૂર્વાભાદ્રપદનો એક પાદ, ઉત્તરાભાદ્રપદ અને રેવતીના અંતની મીન રાશિ

## મંગળકારી રાશિ

गिह गाम खलय करमणि, विनाय नित्रमिलगा नामिरासिणं,
विवाहे गहगोचर, जम्मो रासीणं मगल ६०

અર્થાત્—ગૃહ કાર્ય, નગર પ્રવેશ, ખળા કરવામાં તથા રાજાની મુલાકાત લેવા વિગેરેમાં નામરાશિ જોવી પ્રશસ્ત છે અને વિવાહ, ગ્રહગોચર વિગેરેમાં જન્મરાશી પ્રશસ્ત છે

## જન્મનક્ષત્ર ફળ.

जम्म रिक्ख ससि पसत्थ, सव्वे कम्मे हिं मगलायारे,
अपसत्थ पौर मेमज्ज, विवाय वाएसु गमयोसु ६१

અર્થાત્—જન્મના નક્ષત્ર અને ચંદ્રમા સર્વ માંગલિક કાર્યોમાં સારા, બાકી નગર સંબધી કાર્ય, ઔષધ તથા વિવાદ અને યાત્રા વિગેરેમાં ઠીક નહીં

## લઘુ દિન શુદ્ધિ.

चित्ताइ मास उभयं, अहिया दीणा मेलि भाग सग देयं,
दिणा नाम सग विचारिय, सिरियं कलहे य आणंदं ६२

मिय[४] धम्म[५] तपस[६] विजयं[७], सिरियं धन लाहु कलह जुद्धयं,
आणंदणंदकारी, मियउ मिचाइ य होइ. ६३

धम्मोइ धम्मभावं, तपसो समभावं विजय रिउनासं;
दियासुद्धी लहु एयं, नेया सव्वे हिं कज्जे हिं. ६४

અર્થાત્—ચૈત્રાદિ ગત માસને બમણા કરી તેમાં વર્તમાન મહિનાના ગત દિવસો મેળવી, સાતે ભાગવાથી જે બાકી રહે તેના અનુક્રમે નીચે પ્રમાણે સાત નામ રાખવામાં આવ્યાં છે:–(૧) શ્રી (૨) કલહ (૩) આણંદ (૪) મૃત્યુ (૫) ધર્મ (૬) તપસ (૭) વિજય. શ્રીનું ફળ ધનનો લાભ, કલહનું ફળ કોઈની સાથે કજીયો થાય, આણંદ, મૃત્યુ અને ધર્મનું ફળ તો નામ પરથી જ સ્પષ્ટ થઈ શકે તેમ છે. તપસનું ફળ સમભાવવાળું અને વિજયનું ફળ શત્રુનો નાશ.

## મોટી દિનશુદ્ધિ.

रवि अस्सणि ससि मिगसिर, भूमे असलेस बुद्ध हत्थायं,
सुरगुरु अणुराहायं, भिगु उसा सनि सतभिसयं, ६५

ए ए हिं वार रिक्खा, अडवीस णंद नाम उवजोगा,
नामं सरिसा य फलं, कहियं अणुकम हि नामे हिं. ६६

અર્થાત્—રવિવારે અશ્વિનીથી, સોમવારે મૃગશરથી, મંગળવારે અશ્લેષાથી, બુધવારે હસ્તથી, ગુરૂવારે અનુરાધાથી, શુક્રવારે ઉત્તરાષાઢાથી, શનિવારે શતભિષાથી ગણતાં

નીચે પ્રમાણે ૨૮ ઉપયોગ આવે છે, તેના ફળ નામ પ્રમાણે મમજવા

## ઉપયોગનાં નામ.

आगाद कालडडं, परिजा सुभ मोम घस धज वच्छो,
वज्जो मोगर छत्तो, मित्तो मनुन्नो य कपोयं. ६७
लपक पवास मरणं, वाही मिद्धि अमिय सूल मुसलं,
गजो मातंगो रवय रिप्प, थिरो य वद्रमाणा परियाणं ६८

અર્થાત્—આણુદ, કાલદડ, પ્રજાપત્ય, શુભ, સૌમ્ય, ધ્વાક્ષ, ધ્વજ, શ્રીવત્સ, વજ્ર, મુદ્દગર, છત્ર, મિત્ર, મનોજ્ઞ, કપ, લુપક, પ્રવાસ, મરણ, વ્યાધિ, સિદ્ધિ, અમૃત, શુલ, મૂસલ, ગજ, માતગ, ક્ષય, ક્ષિપ્ર, સ્થિર, અને વર્ધમાન એ પ્રમાણે ૨૮ ઉપયોગ છે

## ઉપયોગનુ ફળ.

आनदो धनलाभाय, कालदडो महदूभयम
प्रजापति सपुत्राय, शुभ मर्व शुभ दिशेत ६६
सौम्ये मर्व क्रियामिद्धि ध्वाक्षे चुद्राय मानम
ध्वजेन कीर्तिरथ म्यात श्री वत्सो रत्नसचय ७०
वज्र वज्रभय दद्याद्, मुद्गर मरणा ध्रुवं,
छत्रो नृपसुरू दद्याद्, मित्रे मित्र समागम ७१

मनोऽन्ये मनसा सौख्यं, कम्पोऽयं भयमापदः
लुम्पको लुंटतं चोरान्, प्रवासाच्च जनद्युतिः ७२
मरणे मृत्युमाप्नोति, व्याधौ व्याधि महापदः
सिद्धौ सर्व क्रियासिद्धिः शूले शूल समुद्भवम् ७३
अमृतो हरते पापं, मुशले बन्धुनाशनम्
गजेन धनलाभः स्याद्, मातंगो नान्यलाभदः ७४
क्षये क्षयो नरेन्द्रस्य, क्षिप्रे क्षिप्र शुभाशुभम्
स्थिरे च स्थिर कार्याणि, वर्धमाने विवर्द्धने. ७५

અર્થાત્—આણંદ ધનનો લાભ કરે, કાલદંડ ભય ઉપજાવે, પ્રજાપતિ પુત્ર આપે, શુભ સર્વ કાર્યમાં સારૂંજ કરે, સૌમ્ય સર્વ કાર્યની સિદ્ધિ અર્પે, ધ્વાંક્ષ મનને ક્ષુદ્ર બનાવે, ધ્વજ રથની અનુકુળતા કરે, શ્રીવત્સ રત્નોનો સંચય કરાવે, વજ્ર વજ્રનો ભય પેદા કરે, મુદ્દગર મૃત્યુ નીપજાવે, છત્ર રાજાના જેવું સુખ આપે, મિત્ર મિત્રનો સમાગમ કરાવે, મનોજ્ઞથી મનને સંતોષ થાય, કંપથી ભય અને દુઃખ થાય, લુંપકથી ચોરોનો ત્રાસ નડે, પ્રવાસથી કાંતિ પ્રાપ્ત થાય, મરણથી મૃત્યુ થાય, વ્યાધિથી રોગ થાય, સિદ્ધિથી સર્વ કામ પાર પડે, શૂલથી શૂલ રોગની ઉત્પત્તિ થાય, અમૃતથી બધાં દુઃખ દૂર થાય, મૂસલથી બધું સુખ નાશ પામે, ગજથી ધનલાભ થાય, માતંગથી કંઈ લાભ ન થાય. ક્ષય નુકશાન કરે, ક્ષિપ્ર

શુભાશુભ કરે, સ્થિરથી સ્થિર કાર્ય થાય, અને વર્ધમાનથી ધનવૃદ્ધિ થાય

## નવ વાહન અને તેનાં ફળ.

रवि रिक्ख मिगि वग्गिय, नाम रिक्खाइ जोइ नवभाग,
ठवियाय नव वाहणा, लहिय फलं कहिय सव्वाय ७६
खर हय गैय मेसाय, जैम्बु सिंहोई कागं मार्गाय,
हंसोय नव्वाहणा, नाग्द पुच्छेइ हरि कहिय ७७
लच्छी हीणि गमभ, धनलाहो हयगये हि सुह बहुय,
मेसे मरणा कीग्ई, जम्बू सुह हग्ड सव्वायं ७८
सिंहोइ पिसुण मग्गा, कागो दुहदाह कीग्इ विसेसं
मोर्गेई अत्थलाभ, हंसा सुह सयल वट्टेय ७६

અર્થાત્—રવિનક્ષત્ર અને પુરૂપનામ નક્ષત્રનો સરવાળો કરી નવે ભાગવાથી જે શેષ રહે તેને અનુક્રમે નીચેના નવ વાહનના નામ આપવા (૧) ખર (૨) હય (૩) ગજ (૪) મેષ (૫) જંબુક (૬) સિંહ (૭) કાગ (૮) મોર (૯) હંસ

વાહનના ફળ—ખર વાહન હોય તો લક્ષ્મીનો નાશ સૂચવે, ઘોડો હોય તો લક્ષ્મીની વૃદ્ધિ થાય, હાથી હોય તો ઘણુ સુખ પ્રાપ્ત થાય, મેષ આવે તો મૃત્યુ પેદા કરે, જંબુક વાહન હોય તો સુખનો નાશ થાય, સિંહનુ વાહન પણ દુષ્ટ

મૃત્યુ આપે, કાગડાનું વાહન તો ખરેખર દુઃખદાહ ઉપજાવે, મયુરથી ધનનો લાભ થાય, હંસ વાહનથી સંપૂર્ણ સુખ મળે. આ વાહન ખાસ કરીને સંગ્રામ અથવા કલહ વિગેરેના સંજોગોમાં જોવાય છે.

## બીજી રીતના બાર વાહન.

गय वसह महिस हंसो, साणो वाइस्स हंस छग खरयं,
जंबूग णाइ गरुडं, वाहणा ससि रिक्ख नररिक्खा. ८०

" चन्द्र नक्षत्र हुंती नरने नक्षत्र गिणता आवीइ, नाम सरीखुं फल विचारीइ. "

અર્થાત્—ચન્દ્ર નક્ષત્રથી પુરૂષ નક્ષત્ર સુધી ગણતાં જે સંખ્યા આવે તેને બારે ભાગવાથી બાકી જે રહે તેને વાહન જાણવું. તેનાં નામ નીચે પ્રમાણે છેઃ—( ૧ ) ગજ (૨) વૃષભ ( ૩ ) મહિષ ( ૪ ) હંસ ( ૫ ) શ્વાન ( ૬ ) વાયસ ( ૭ ) હંસ ( ૮ ) મેષ ( ૯ ) ખર ( ૧૦ ) જંબુક ( ૧૧ ) નાગ ( ૧૨ ) ગરૂડ. તેનાં ફળ વાહનનાં નામ પરથીજ સ્પષ્ટ થઈ શકશે.



# સંક્ષિપ્ત સ્વરજ્ઞાન.

## ચન્દ્રનાડીનું ફળ.

गमणाइ गिहपवेसे, वत्थुसगहणे सामि दसणेय,
सुहकम्मि धम्मकज्जे, वामा ससीनाडी सुह भणिया ८१

અર્થાત્—પ્રવાસમાં, ગૃહપ્રવેશમાં, વસ્તુ સંઘરવામાં, સ્વામી દર્શનમાં, શુભ કાર્યમાં અને ધર્મકાર્યમાં ચન્દ્ર નાડી સારી

## સૂર્યનાડીનું ફળ.

संगाम सुदकामे, विज्जारम्भो विवाय विवहार,
भोयण सुरयप्पसगे, दाहिण रविनाडि सुह भणिया ८२

અર્થાત્—સંગ્રામમાં, ન્હાના ન્હાના કાર્યોમાં, વિવાદમાં, વ્યવહારમાં, ભોજનમાં, સ્ત્રીસમાગમ વિગેરેમાં દક્ષિણ–સૂર્ય નાડી સારી જાણવી

## સ્વરદિશા શૂલ.

ससिनाडी पुव्व उत्तरदिसि सूल हवइ गमण वज्जेय,
रविनाडी दिसासूल, पच्छिम दक्खिणाय तिजि गमण ८३

અર્થાત્—ચન્દ્રનાડી ચાલતી હોય તે વખતે પૂર્વ અને ઉત્તર દિશામાં શૂલ સમજવું, અને સૂર્યનાડી ચાલતી હોય

ત્યારે પશ્ચિમ અને દક્ષિણ દિશામાં શૂલ સમજવું. શૂલવાળી દિશામાં પ્રયાણ કરવું હિતકારક નથી.

## સ્વરથી ગર્ભનું જ્ઞાન.

ससि वाम सूर दाहिणा, नाडिवहमाणा ससि हवइ पुत्ती.

रविनाडि पुत्त उभयं, गब्भविणासं गुरु भणियं. ८४

અર્થાત્—ડાબી નાસિકા ચાલતી હોય તે ચન્દ્ર નાડી અને જમણી નાસિકા ચાલે તેને સૂર્યનાડી કહેવામાં આવે છે. ચન્દ્ર નાડી ચાલતી હોય તે વખતે જો કોઈ પ્રશ્ન કરે તો પુત્રી થશે એવો ઉત્તર વાળવો અને સૂર્ય નાડી ચાલતી હોય ત્યારે પ્રશ્ન કરવામાં આવે તો પુત્ર થશે એવો જવાબ આપવો. બન્ને નાડી એકસરખી રીતે ચાલતી હોય તો ગર્ભ નાશ થશે એમ માનવું.

## સ્વર અને ઋતુદાન.

रतिदान इत्थिएहिं, ना ड ससि हवइ सुया उप्पत्ति,

सूरो नाडि पुत्तं, गब्भं न धरेइ उभएहिं. ८५

અર્થાત્—સ્ત્રીને ઋતુદાન આપતી વેળા જો ચન્દ્ર નાડી ચાલતી હોય તો ગર્ભમાં પુત્રી પેદા થાય અને સૂર્ય નાડી ચાલતી હોય તો પુત્ર ઉત્પન્ન થાય, અને બન્ને નાડી એક સાથે ચાલતી હોય તો ગર્ભ ધારણ કરી શકે નહીં.

## સ્વરનું ફળ

रविबल ससिबल तमबल, तारावल पमुह वसइ अवगणियं,

ससि सूर गहिय सरयं, ठवियं सोपाय अग्गेहिं. ८६

गुरु सुक्र बुद्ध ससि दिगा, वामा सुह किचह पक्ख सुविसेस,
रवि भूम मद वासर, दाहिया सुह पक्ख धवले हिं ८७
निसि ससि वासर सूर, गमणं वजाए तूर,
जे जे वहेइ पुर, ते ते पय ठविय रिउ दूरं ८८

અર્થાત્—કોઈ શુભ કાર્યનો આરભ કરવાનો હોય તે વારે સૂર્યબળ, ચન્દ્રબળ, રાહુબળ કે તારાબળ વિગેરેનો વિચાર નહી કરતા, જે સ્વર ચાલતો હોય તે બાજુનો પ્રથમ પગ ઉપાડી ચાલે તો કાર્ય સિદ્ધ થયા વિના ન રહે. ગુરૂવાર, શુક્રવાર, બુધવાર, સોમવાર અને અધારીઆમા ચન્દ્રસ્વર શુભ છે, રવિવાર, મગળવાર, શનિવાર અને અજવાળીયામાં સૂર્યસ્વર શુભ છે રાત્રીના સમયમા ચન્દ્રસ્વર અને દિવસના ભાગમા સૂર્યસ્વર ચાલતો હોય તેવે વખતે તુરતજ ગમન કરવુ હિતકારક છે જે નાડી ચાલતી હોય તે તરફનો પગ ઉપાડી ગમન કરવાથી વિજય મળે દિનશુદ્ધિ નામના ગ્રથમા પણ કહ્યુ છે કે —

" पुन्ननाडि दिशापाय, अग्गे किच्चा सया विऊ,
पवेस गमण कुज्जा, कुव्वतो सासंसंगह, "

અર્થાત્—જે તરફની નાડી વેગથી વહેતી હોય તે તરફનો પગ ઉપાડી હમેશા શ્વાસના સગ્રહ કરતા ગમનાગમન કરવુ જોઈએ

## વત્સચક્ર.

वच्छो तिय संकंतं, कन्ना तुल विच्छि उग्गए पुव्वं,
धन मकर कुंभ दक्खणी, पच्छिम मीने हि छग वसहं. ८९
मिथुनेइ कर सिंहे, उत्तर मुह वच्छ वसई नहु गमणं,
नहु चेई घरबारं, बिंबं निय घरे न पवेसं. ९०
आऊय हरई संमुह वच्छो पुट्ठे करेइ धनहाणि,
पासेई वाम दाहिणा, कज्जं सव्वे हिं सारे यं. ९१

અર્થાત્—કન્યા, તુલા અને વૃશ્ચિક એ ત્રણ સંક્રાન્તિમાં વત્સ પૂર્વદિશામાં ઉગે છે; ધન, મકર ને કુંભની સંક્રાન્તિમાં દક્ષિણ દિશામાં; મીન, મેષ અને વૃષ સંક્રાન્તિમાં પશ્ચિમ દિશામાં; મિથુન, કર્ક અને સિંહ સંક્રાન્તિમાં ઉત્તર દિશામાં ઉગે છે. વત્સ સામે હોય તે વખતે તે દિશામાં નવો વાસ યા તો દેશાટન ન કરવું, નવીન મંદિર ન બનાવવું, ઘરનું વાસ્તુ ન લેવું અને પોતાના ઘરમાં જીનબિંબ પ્રવેશ પણ ન કરાવવો. કારણ કે સન્મુખ વત્સ હોય તો તે આયુષ્યનો નાશ કરે છે, પાછળ હોય તો ધનનો નાશ કરે છે અને ડાબી તથા જમણી બાજુએ હોય તો સઘળા કામોમાં સિદ્ધિદાયક થાય છે.

## શિવચક્ર.

पुव्वाई पोसमासे, वसए सिव माह फग्गुणि इसाणो,
चित्तेइ वसइ उत्तरि, वाए वईसाह जिट्ठे हिं. ९२

आसाढे पच्छिमय, सावण भद्दव नेरई कुणो,
दक्खण दिसे हि अस्सणि, कत्तिग मिगासिर हि अग्गी हिं. ६३
दिसि मज्झि घडी अढीयं, विदिसे पंचेव घडिय वसिए हिं,
मासो फिरई सिहार, सिट्ठोपरि भमइ घडियाइं ६४
गमणो य जुद्ध जूए, पुरीपवेसे वणिज्ज आरम्मे,
सिवचक्क पुट्ठि मुट्ठे, धणि भजेई पंचसय ६५

અર્થાત્—પોષ મહિનામા શિવનો વાસ પૂર્વદિશામા હોય છે, માઘ અને ફાગણમા ઈશાન ખુણામાં, ચૈત્ર માસમા ઉત્તર દિશામા, વૈશાક અને જેઠમા વાયવ્ય ખુણામા, આષાઢ મહિનામા પશ્ચિમ દિશામા, શ્રાવણ અને ભાદરવામાં નૈર્ઋત ખુણામા, આસો માસમા દક્ષિણ દિશામા, કાર્તિક ને માગશરમા અગ્નિખુણામા શિવનો વાસો હોય છે દિશામા અઢી ઘડી અને વિદિશામા (ખુણામા) પાચ ઘડી સુધી રોજ શિવનો વાસો રહે હવે દેશાટન કરવામા, યુદ્ધ કરવામા, જુગાર રમવામાં, નગર પ્રવેશમા, અને વેપારનો આરભ કરવામા જો શિવનો વાસો પીઠ પાછળ હોય યા તો જમણી બાજુએ હોય તો લાભદાયક થાય બીજા કેટલાક ગ્રન્થોમા પણ કહ્યુ છે કે શિવનો વાસો અનુકૂળ હોય તો સ્વર્ગ, શુકન, ભદ્રા, ગ્રહબળ, દિશાદોષ અને યોગિની વિગેરે પણ અનુકૂળ થઇને રહે છે

## તત્કાળ યોગિની સ્થાપના.

दिण दिसि धुरि चऊ घडिया ,पुरओ पुव्वुत्त दिसि हि अ-
णुक्कमसो, तक्काल जोगिनी सा, वज्जेयव्वा पयत्तेण. ६६

चउरो य दिसा विदिसं, जोगिणी वसिएहिं सोडसा तिरियं,
पुव्विं पडिवई नवमि य, अग्गी तीया ईगारिसीए. ९७
दाहिणि पंचमि तेरसि, नेरय कुणे हि चऊत्थि बारसिया,
पच्छिम छट्ठि चउद्दिसि, वाईव पडिपुन्न सत्तमि या. ९८
उत्तरी बीया दसमी, ईसाणे मावसी य अट्ठमिया,
भणियं योगिणि सिद्धं, गमणं वामों ईजू पुट्ठं ९९

અર્થાત્—જે જે દિવસે જે જે દિશામાં પૂર્વોત્તર દિશાના અનુક્રમે યોગિનીનો વાસો કહ્યો છે તે દિશામાં પ્રભાતની ચાર ઘડી પર્યંતજ હોય છે. તેને તત્કાળ જોગિની કહેવામાં આવે છે. તેની થાપનાનો નિયમઃ—ચાર દિશા અને ચાર વિદિશામાં જોગિની અનુક્રમે સોળ તિથિ પર્યંત રહે છે. જેમકે પડવાને દિવસે અને નવમીએ પૂર્વ દિશામાં; ત્રીજ અને અગીયારસે અગ્નિખુણામાં; પાંચમ અને તેરસે દક્ષિણ દિશામાં; ચોથ અને બારશે નૈર્ઋત ખુણામાં, છઠ્ઠ અને ચૌદશે પશ્ચિમ દિશામાં, સાતમ અને પૂર્ણિમાએ વાયવ્ય ખુણામાં, બીજ અને દશમે ઉત્તર દિશામાં, આઠમ અને અમાસે ઇશાન ખુણામાં. જોગિની પાછળ હોય અથવા ડાબી તરફ હોય તો પ્રયાણ કરવું શ્રેષ્ઠ ગણાય છે.

## માસ રાહુફળ.

पुव्वे विच्छीय तियं, दक्खणि कुंभाइ तीयाई,
वसहाई तीय पच्छिम, उत्तरि सिंहाई तिय राहो. १००

समुह गहो गमणं, न कीरए विग्गह होई पिसुणाय,
गिहनार पमुहाय, जे कीरइ तहा असुहाय १०१

અર્થાત—વૃશ્ચિક ધન અને મકર રાશિનો રાહુ પૂર્વ દિશામાં હોય છે, કુંભ, મીન અને મેષ રાશિનો રાહુ દક્ષિણ દિશામા, વૃષ, મિથુન અને કર્ક રાશિનો રાહુ પશ્ચિમ દિશામા, સિંહ, કન્યા અને તુલા રાશિનો રાહુ ઉત્તર દિશામા હોય છે રાહુ સામો હોય તેવા સંજોગોમા દેશાંતર જવુ ઠીક નથી કારણુ કે તેથી કજીયો તથા મૃત્યુનો પણુ ભય રહે છે, તેમજ ગૃહદ્વાર વિગેરે કરાવવાથી પણુ અશુભ ફળ મળે છે

## વાર રાહુફળ.

अह वारे हिं गहो, नेरय आईच्च सोम उत्तग्य,
अगनेय कूळ मगज, पच्छिम त्रिसिएहिं बुद्धे हिं. १०२
वाइन ईसाया गुरु, दक्खणि सुक्केई पुव्वदिसि मंदो,
ठविय दाहिणि पुट्ठ, कीरइ गमणा व फलदाइ १०३

અર્થાત—રવિવારે નૈઋત ખુણામા, સોમવારે ઉત્તર દિશામા, મગળવારે અગ્નિ ખુણામા, બુધવારે પશ્ચિમ દિશામાં, ગુરૂવારે ઈશાન ખુણામા; શુક્રવારે દક્ષિણ દિશામા, અને શનિવારે પશ્ચિમ દિશામા રાહુ રહે છે તેને પાછળ અથવા જમણી બાજુ રહેવા દઈ ગમન કર્યુ હોય તો સારૂ ફળ આપે છે

## અર્ધ પ્રહર રાહુફલ.

पुव्वे वाइव दक्खणि, इसाणो पच्छिमे य अग्गी हिं.
उत्तर नेरय राहू, वसए अधपुहर एणविहं  १०४

અર્થાત—પૂર્વ, વાયવ્ય, દક્ષિણ, ઇશાન, પશ્ચિમ, અગ્નિ, ઉત્તર અને નૈર્ઋત એ પ્રમાણે અનુક્રમે આઠે દિશામાં, અહોરાત્રમાં બે વાર અર્ધ પ્રહર ( ચાર ચાર ઘડી ) રાહુનો વાસો હોય છે.

## શુક્ર ફલ.

भिगु पुव्व हि उग्गइ, दीहा वावन्न वि सयहि व अत्थं,
पण पक्ख ति दिहि उणा, पुव्वे दिण तिन्न वालायं. १०५
सोलस दिण अमासा, पच्छिम दीसेइ तेर दिण अत्थं,
वुड्ढोइ पन्नर दिवसं, पुट्ठिं वामोइ भिगु सुक्खं. १०६
संमुह भिगु नहु गमणं, गुव्विण नारि य वाल सहिया यं;
नव परिणिय नरवरे यं, सुक्खं हारेइ हेलाइं. १०७
गुव्विणी गब्भ सवइ, वालय सहियाइ वाल मरि जाइ;
नव परणीय वंज्झा, नरवर हेलाइं दुक्खाइ. १०८
सड वोले हि न दोसं, गामं इग पुरइ गेहि वास वसे;
वीवाहे कंतारे, विदुर निवदेव जाइ हिं. १०९
सवि सुक्ख चित्तमासे, जिट्ठे आणंद जलहि आसाढे;
बहु साथ पोह मग्हे, भद्दव वईसाह पसुपीडं. ११०

विग्गह कत्ती फग्गुणी, मिगसरंति भंग परग्गदुह् श्रामो,
अन्न समग्घ मावरण, अत्थं मिगुए ग्गिं श्रंगं. १११
भिग्गु चक्खु वाम कारणाय, दाहिग्गा चक्खुइ रेवया तिन्नं,
कित्ति गग्गिक्ख इग पय, श्रंधो भिग्गु किरइ नहु दोसं. ११२

અર્થાત્—પૂર્વ દિશામા શુક્રનો ઉદય ૨૫૨ દિવસ રહે છે અને ૭૨ દિવસ અસ્ત રહે છે, ઉદય પછી ત્રણ દિવસની બાલ્ય દશા રહે છે પશ્ચિમ દિશામા ૨૫૬ દિવસ ઉદય રહે છે અને ૧૩ દિવસ અસ્ત રહે છે, પૂર્વાસ્તમાં ૧૫ દિવસ વૃદ્ધ રહે છે સમ્મુખ ભાગે શુક્ર અસ્ત હોય તો પરગામ ગમન નહીં કરવુ ગર્ભિણી સ્ત્રી, બાળકવાળી માતા, નવ પરિણિતા સ્ત્રી તથા રાજા જો ગમન કરે તો તેમનુ સુખ તત્કાળ હણાય—ગર્ભિણીનો ગર્ભ ગળી જાય, માતા પોતાના પુત્ર સહિત મૃત્યુ પામે, નવોઢા સ્ત્રી વંધ્યા બને અને રાજાના દુ:ખનો પાર ન રહે એકજ ગામમા અગર તો પોતાના જુના મકાનમાં, વિવાહમા, દુકાળમા, રાજપલટામા, રાજાની મુલાકાત અર્થે અથવા તીર્થ યાત્રા માટે જવુ પડે તો તવે વખતે શુક્રનો વિચાર ન કરવો

શુક્રના અસ્તનુ ફળ—ચૈત્ર મહિનામા શુક્રનો અસ્ત હોય તો સર્વને માટે સુખકારક નીવડે, જ્યેષ્ઠમા આનદદાયક થાય, અષાઢમા થાય તો સારો વરસાદ થાય, પોષ અને માઘ માસમા થાય તો ખુબ ઠડી પડે, ભાદરવા અથવા વૈશાકમાં થાય તો પશુઓને પીડાદાયક થાય, કાર્તિક અને ફાગણ મહિનામા યુદ્ધ જગાડે, માગશરમા થાય તો દેશ ઉપર કોઈ

મોટી આફત પડે, આસોમાં થાય તો પર રાજ્ય તરફથી સંતાપ થાય અને શ્રાવણમાં થાય તો અનાજની સોંઘવારી થાય.

રેવતી વિગેરે ત્રણ નક્ષત્રોમાં ચંદ્રમા હોય ત્યારે શુક્રને ડાબી કે જમણી આંખે કાંણો જાણવો અને કૃત્તિકાના પ્રથમ પાદમાં ચંદ્રમા હોય ત્યારે શુક્રને સાવ આંધળો જાણવો. તેથી તેનો કંઇ દોષ ન લાગે. આરંભસિદ્ધિમાં પણ કહ્યું છે કે:—

" अश्विन्या वन्हिपादान्तं, यावच्चरति चन्द्रमा,
तदाशुक्रो भवेदन्धः संमुखं गमनं शुभम् "
सिवचक्कं राहुचक्कं, पुट्ठी दा ह्णो य सिद्धिकारियं;
सुक्कोइ जोगिणी यं, पुट्ठिं वामोइ फलदाइ. ११३

અર્થાત—શિવચક્ર અને રાહુચક્ર જો પાછળ અથવા જમણી તરફ હોય તો સિદ્ધિકારક છે, શુક્ર અને યોગિની પાછળ તથા ડાબી બાજુ હોય તો સારૂં ફળ આપે.

## કીલક ફળ

कीलय उत्तरि उ-फा, जिट्ठा पुव्वे हिं पूभ दक्खणा यं;
अत्थमिणो रोहणि यं, गमणं वज्जे हिं सव्वे हिं. ११४

અર્થાત્—ઉત્તર દિશામાં ઉત્તરાફાલ્ગુનીને, પૂર્વમાં જ્યેષ્ઠાને, દક્ષિણમાં પૂર્વાભાદ્રપદને તથા પશ્ચિમમાં રોહિણીને કીલક કહે છે, સંમુખ કીલકમાં ગમન કરવું નહીં.

## પરિઘદંડ

वायर्हि अगनि रेहा, किति सग पुव्वि सग मघा दहिणे,
सग अणुराहा पच्छिम, उत्तरि सग धणिट्ठ रिक्खाय. ११५
जे जे पुव्वा उत्तरि, जे जे दहिणे हि पच्छिमे रिक्खा,
विवरीया नहु गमया, परिघ अैसि सिग्र परिमाया ११६

અર્થાત્—એક ચતુષ્કોણ ચક્ર બનાવી, વાયવ્ય અને અગ્નિકોણમા એક રેખા દોરવી પછી તેમા કૃત્તિકાદિ ૭ નક્ષત્રો પૂર્વમાં, મઘાદિ ૭ નક્ષત્રો દક્ષિણમા, અનુરાધાદિ ૭ નક્ષત્રો પશ્ચિમમાં, ધનિષ્ઠાદિ ૭ નક્ષત્રો ઉત્તરમા મુકવા આ રીતે એક પરિઘદંડ તૈયાર થાય તેનુ ઉલ્લઘન કરવું સહિસલામત નથી, જે પૂર્વોત્તર નક્ષત્રો આવેલા હોય અને જે દક્ષિણ તથા પશ્ચિમના નક્ષત્રો હોય તેથી વિપરીત ગમન ન કરવુ—એટલે કે પૂર્વોત્તર નક્ષત્રોમા દક્ષિણ, પશ્ચિમની યાત્રા અને દક્ષિણ પશ્ચિમના નક્ષત્રોમા પૂર્વોત્તરની યાત્રા ન કરવી

### પરિઘ માહાત્મ્ય—

अग्नेयं च वायव्यां, परिघस्तिष्ठति महीम्
देवा अपि न लंघन्ति, दानवा अपि मानवा ११७

અર્થાત્-પૃથ્વી ઉપર જે અગ્નિ ખૂણામા અને વાયવ્ય ખૂણામા પરિઘ દંડ રહેલો છે તેનુ ઉલ્લઘન દેવો, દાનવો અને મનુષ્યો પણ કરી શકતા નથી

## પંચક ફળ—

धणिट्ठाइ वज्जि पंचग, संगह तिणा कट्ठ गेह आरंभं,
मियकम्मं सिज्जायं, दक्खिण दिग जाइ पमुहा यं. १११८
धणनास धणिट्ठाए, पाणघाव हि सितभिसं रिक्खं;
पुव्वभद्दं निवदंडय, उत्तरभद्द कलह कारीयं. ११९
अग्गी दाहो रेवय, पंचग पंचेइ लक्खणं एयं,
जाणेय वज्जियव्वो, हीरं जोइसिय कहियायं. १२०

અર્થાત્–ધનિષ્ઠાદિ પાંચ નક્ષત્રોને પંચક કહેવામાં આવે છે. પંચકમાં ઘાસ કે લાકડાનો સંઘરો કરવો નહીં, મકાન સંબંધી કોઇ કાર્ય કરવું નહીં. મૃત કર્મ પણ ન કરવું, શય્યા કે મંડપ વિગેરે કરાવવા નહીં. તેમજ દક્ષિણ દિશામાં જવું નહીં. કારણકે ધનિષ્ઠા ધનનો નાશ કરે છે, શતભિષા પ્રાણનો ઘાત કરે છે, પૂર્વા ભાદ્રપદા રાજા તરફથી દંડ કરાવે છે અને ઉત્તરા ભાદ્રપદ કજીઓ કરાવે છે અને રેવતી અગ્નિનો ભય ઉપજાવે છે. એ રીતે પંચકના પાંચ લક્ષણો જાણ્યા પછી તેનો સદંતર ત્યાગ કરવો એજ ઉચિત છે, એમ 'હીર' જ્યોતિષી કહે છે.

पंचके पंच गुणितं, त्रिगुणं त्रिपुष्करे;
यमले द्विगुणं सर्व, हानि वृध्यादिकं मतम्. १२१

અર્થાત્–પંચકમાં કરેલાં કામોમાં પાંચ ગણી, ત્રિપુષ્કરમાં ત્રણ ગણી અને યમલમાં બમણી ફળની હાનિ અથવા વૃદ્ધિ થાય છે.

## ત્રિવિધ દશા શૂલિ—

पडिवा नवमी तिही, रिक्खं रोहियी पुव्वसाढायं,
वागइ मन्द सोमं पुव्व वज्जेइ दिसिसूलं १२२
तिहिया पंचमि तेरसी, अस्सणी चित्ता य सवणरिक्खायं,
वारो हि गुरु कहियं, दक्खणि वज्जे य दिसि सूलं १२३
छट्ठि चउदसि तिहिय, सवणा मूलो य पुक्ख दिसियायं,
वारं भिगु सूरो य, पच्छिम वज्जेइ दिसिसूलं १२४
बीया दसमी तिहिया, रिसिय हत्था य उत्तराफग्गुणी,
बुध भोमो वाराय, उत्तरि वज्जेइ दिसिसूलं १२५

અર્થાત્—પડવો તથા નવમ તિથિએ રોહિણી અને પૂર્વાષાઢા નક્ષત્રમા શનિ અને સોમવારે પૂર્વ દિશામા શૂલ હોય છે તે શૂલનો પ્રયાણુ વિગેરે કાર્યોમા હમેશ ત્યાગ કરવો પાચમ તથા તેરશે, અશ્વિની, ચિત્રા અને શ્રવણુ નક્ષત્રમાં ગુરૂવારે દક્ષિણ દિશામા શૂલ હોય છે, છઠ્ઠ અને ચૌદશે, શ્રવણ, મૂળ તથા પુષ્ય નક્ષત્રમા શુક્ર અને રવિવારે પશ્ચિમ દિશામાં શૂલ હોય છે, બીજ અને દશમે હસ્તા તથા ઉત્તરા ફાલ્ગુણી નક્ષત્રમા બુધવારે ને મગળવારે ઉત્તર દિશામા શૂલ હોય છે.

## નક્ષત્ર દિશા શૂલ—

पुव्वे असलेस मघा, पुव्वाषाढम्मि रोहियी सूलं,
दक्खिणा चित्त विसाहा, अस्सणि भरणी य रिसि चऊरो १२६

पच्छिम रोहिणी सवणं, मूलो पुक्खाइ रिक्ख चउ सूलं,
उफाइ हत्थ रेवइ, उत्तर दिसि वज्जए गमणं. १२७

અર્થાત્—પૂર્વ દિશામાં અશ્લેષા, મઘા, પૂર્વાષાઢા અને રોહિણીનું શૂલ હોય, દક્ષિણ દિશામાં ચિત્રા, વિશાખા, અશ્વિની અને ભરણીનું, પશ્ચિમ દિશામાં રોહિણી, શ્રવણ, મૂલ અને પુષ્યનું, ઉત્તર દિશામાં ઉત્તરા ફાલ્ગુણી, હસ્ત અને રેવતી નક્ષત્રનું શૂલ હોય છે. એ શૂલને ગમનાગમન વિગેરેમાં ત્યાગ કરવો.

## વાર દિશા શૂલ—

वारेहिं गुरू दक्खणि, उत्तरि बुध भोम पुव्वि सनि सोमं;
सुक्क रवे पच्छिमयं, सूलं दिसिए य वज्जाइ. १२८

અર્થાત—ગુરૂવારે દક્ષિણ દિશામાં, બુધવારે અને મંગળવારે ઉત્તર દિશામાં, શનિવાર અને સોમવારે પૂર્વ દિશામાં, શુક્રવાર ને રવિવારે પશ્ચિમ દિશામાં શૂળ હોય છે. તેનો ગામ પરગામ જવામાં ત્યાગ કરવો.

## વિદિશા શૂલ—

अगनेय सोम सुरगुरु, नेरय भिगु सूर वाइ भूमेहिं;
इसाणे बुध मन्दो, वारं विदिसे य सूलेहिं. १२९

અર્થાત્—સોમવાર અને ગુરૂવારે અગ્ની ખુણામાં, શુક્રવાર અને રવિવારે નૈઋત્ય ખુણામાં, મંગળવારે વાયવ્ય ખુણામાં, બુધવાર ને શનિવારે ઈશાન ખુણામાં શૂલ હોય છે.

## દિશાશૂલ પરિહાર—

रवि चदण ससि दहिय, माटी य भोमे हि बुध नवणीय,
गुरु जोट भिगु तिल्ह, सनि खल चलणहिं कल्लाण    १३०

અર્થાત્—રવિવારે ચદન, સોમવારે દહીં, મગળવારે માટી, બુધવારે ઘી, ગુરૂવારે લોટ, શુક્રવારે તેલ, અને શનિવારે ખલનુ તિલક કરી ગમન કરે તો સર્વત્ર કલ્યાણ પ્રાપ્ત થાય

रवि तंबोल मयंकह दप्पण, धाणा चावउ पुहवी नंदण,
बुध गुज खाउ सुग्गुरु राइ, सुक करंवउ जिमरे भाइ.
जउ सनिवार विडगह चावह, परदल जीपीनइ घर आवइ. १३१

અર્તાત્—રવિવારે તબોળ ચાવીને, સોમવારે દર્પણમા મ્હો જોઇને, મગળવારે ધાણા ચાવીને, બુધવારે ગોળ ખાઇને, ગુરૂવારે રાઇ ચાવીને, શુક્રવારે કરબ ખાઇને, અને શનિવારે વાવડીગ ચાવીને પ્રયાણ કરે તો શત્રુઓને જીતી સુખેથી ઘેર પાછો ફરે

## સૂર્યનો વાસો—

मीनाइ तीय पुव्वे, मिहुणो तीयाइ दक्खिण वासो,
कन्नाइ तीय पच्छिम, धण तीयाइ उत्तरे सूरो    १३२

અર્થાત્—મીનાદિ ત્રણ રાશિનો સૂર્ય પૂર્વ દિશામા, મિથુનાદિ ત્રણ રાશિનો દક્ષિણ દિશામા, કન્યાદિ ત્રણ રાશિનો

પશ્ચિમ દિશામાં અને ધનાદિ ત્રણ રાશિનો સૂર્ય ઉત્તર દિશામાં વાસો વસે છે.

## દિશા-વિદિશામાં રવિપ્રહર પ્રમાણ—

अग्गी दक्खिणा नेरय, पच्छिम वाइव्व उत्तर इसाणो;
पूव्वे हिं अड दिसयं, वसए रवि पुहर अणुक्कमसो. १३३

અર્થાત્—અગ્નિ, દક્ષિણ, નૈઋત, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર, ઈશાન અને પૂર્વ એ આઠે દિશાઓમાં અનુક્રમે એક એક પહોર પર્યંત રવિ વાસો વસે છે.

## રવિનું ફળ—

गमणेहिं सूर दाहिणा, पुरी पवेसेइ वामउ सुक्खं,
लाहोइ सूर संमुह, पुठो भाणोइ दुह कीरइ. १३४
न तित्थं न रिक्खं, न सिसं भद्दा वाराइ न वितीपातं;
सव्वे कज्ज समारइ, सुपसन्नो हवइ सूरो. १३५

અર્થાત્—જમની બાજુએ સૂર્ય હોય અને ગમન કર્યું હોય, તેમજ ડાબી બાજુએ સૂર્ય હોય અને નગર પ્રવેશ કર્યો હોય તો સુખકારક નીવડે, સંમુખ સૂર્ય હોય તો લાભકારક થાય. પણ પાછળ હોય તો દુઃખદાયક થઈ પડે. એક માત્ર સૂર્ય જો શુભ અને કલ્યાણકારી હોય તો પછી તિથિ, નક્ષત્ર, ચંદ્રબળ, ભદ્રા, વાર કે વ્યતિપાત વિગેરેના દોષો જોવાની જરૂર રહેતી નથી.

## વત્સ, રવિ ને રાહુનું ફળ—

मीनाइ तिय भाणो, वच्छो कन्नाइ गसियं तिय,
विच्छीइ तिय गहो, वज्जे गिह कम्म नीयाय १३६
भाणो वच्छो गहो, संमुह दिट्ठी वि आउय हरइ,
पुट्ठइ धण वीया, कहिय जोएम मत्थम्मि १३७

અર્થાત્—મીનાદિથી સૂર્ય, કન્યાદિથી વત્સ અને વૃશ્ચિકાદિથી રાહુ એ ત્રણે ગૃહકાર્યમા ત્યજવા સૂર્ય, વત્સ અને રાહુ જો સમુખ હોય તો આયુષ્યનો નાશ કરે, અને પાછળ હોય તો ધનનો નાશ કરે એવો જ્યોતિ શાસ્ત્રીઓનો અભિપ્રાય છે

## સ્થિર યોગ—

तिहि अड तेरसि रित्ता, रेवय जिट्ठा य अद्द असलेसा,
उफ उसा कित सितभिस, साइ गुरु सनि थिरग जोगोय १३८

અર્થાત્—આઠમ, તેરશ અને રિક્તા તિથિઓ-(૪-૧-૧૪) રેવતી, જ્યેષ્ઠા, આર્દ્રા, અશ્લેષા, ઉત્તરા ફાલ્ગુણી, ઉત્તરાષાઢા, કૃત્તિકા, શતભિષા અને સ્વાતિ વિગેરે નક્ષત્રો તેમજ ગુરૂ અને શનિવારના સજોગથી સ્થિર યોગ થાય છે એવા સ્થિર યોગમા અનશન વ્રત, ખેતી, વ્યાધિ, દેવુ તથા શત્રુનો નાશ કરવો, યુદ્ધની સમાપ્તિ કરવી અથવા સધી કરવી, અને જળાશયના બાધકામ વિગેરે કરાવ્યા હોય તો સારા એમ પાકશ્રી ગ્રથમા કહ્યુ છે. યથા —

" अणासणा खिल वाहि, रिणां रिउ रण दिव्वं जलासए बंधो;
कायव्वो थिरजोगे, जस्स य करणं पुणो नत्थि. "

## સર્વાંક યોગ—

तिथिवार रिक्ख इक्कं, मिलि अंकांइ कहिय सव्वंकं;
पण इगारस तेरस, सत्तर, ओगणीस तेवीसं. १३९
पणवीसा गुणतीसा, इगतीस सइतीस एगयालीसा;
तेयालीस इताला पमुहा सव्वेहिं मंगलं. १४०

અર્થાત્—તિથિ વાર ને નક્ષત્રને—ત્રણે અંકોનો સરવાળો કરવો તેને સર્વાંક યોગ કહેવામાં આવે છે. એ અંકના સરવાળામાં ૫, ૧૧, ૧૩, ૧૭, ૧૯, ૨૩, ૨૫, ૨૯, ૩૧, ૩૭, ૪૧, ૪૩, ૪૭, ના આંક શુભ ગણાય છે.

## બીજી રીતનો સર્વાંક યોગ—

वार, तिथि रिसि धरिये एकठ्ठ, बिमणा त्रिगणा चउगुणा
करिय भाग सवि देइ पिहु पिहु, छए सत्त अट्ठे वलगि
वधत अंक चिहुं ठामि ग्गहु;
आदि शून्य दुहदाइयउ, मज्झे लच्छि वियोग;
अंति सून्य हुइ हाणिकर, सव्वंके सुभ योग. १४१

અર્થાત—વાર, તિથિ અને નક્ષત્ર એ ત્રણના અંકનો સરવાળો કરી ત્રણ જગ્યાએ માંડવો. પછી તેને બમણા, ત્રણ

ગણુા અને ચાર ગણુા કરી અનુક્રમે છ, સાત અને આઠથી ભાગવો. એવી રીતે ભાગતા જો પ્રથમના સરવાલામા શેષે શૂન્ય આવે તો દુ ખદાયક, મધ્યમા શૂન્ય આવે તો લક્ષ્મીનો નાશ થાય અને છેલ્લામા શૂન્ય આવે તો મૃત્યુ જેટલુ કષ્ટ આપે સરવાળામા છેવટે કોઈપણુ આકડો શેષ રહે તો તે ઉત્તમ જાણુવો

## રવિયોગ

रवि रिक्ख लेइ दिया रिक्खं, गियाहु चउ छट्ठ नव दस तेरे,
वीसम ए रवियोगा, सिट्ठ इय सव्व जोगाइ १४२
इक सिंह किसीयर, गय घड भज्जति तस्स कोडीओ,
रविजोग सय पलाया, गयणम्मि गया न दीसन्ति १४३

અર્થાત્—સૂર્ય નક્ષત્રથી ચન્દ્ર નક્ષત્ર પર્યન્ત ગણુતા જો ૪, ૬, ૯, ૧૦, ૧૩ કે ૨૦ માથી કોઈ સખ્યા આવે તો રવિયોગ ગણુાય બધા યોગોમા રવિયોગ સૌ કરતા વિશેષ પ્રબળ ગણુાય છે જેવી રીતે સિહનુ બચ્ચુ ગમે તેવા મદોન્મત્ત હાથીના કુભસ્થળનુ છેદન-ભેદન કરી શકે છે, તેવી રીતે એક અનુકૂળ રવિયોગ સેકડો કુયોગને ક્ષણુમાત્રમા વિખેરી નાખે છે આ રવિયોગનુ ફળ આરભસિદ્ધિની ટીકામા નીચે પ્રમાણે જણુાવ્યુ છે —

" ए आया फल कमसो, विउल सुक्ख ४ जय च सत्तूणा ६,
लाभ ६ च कज्ज सिद्धि १०, पुत्तुप्पत्तिश्र १३, रज्ज च २० "

એ રવિયોગનું ફળ અનુક્રમે આ પ્રમાણે છે:—જો ૪ સંખ્યા આવે તો સુખ મળે, ૬ આવે તો શત્રુનો નાશ થાય, ૯ આવે તો લાભ થાય, ૧૦ આવે તો કાર્યમાં સિદ્ધિ મળે, ૧૩ આવે તો પુત્રોત્પત્તિ થાય અને ૨૦ આવે તો રાજ્ય સુખ મળે.

## રાજયોગ

तिया पुन्निम भद्दा, भू बुध रवि सुक्क पुक्ख मिग भरणीं,
पूफा पुसा ऊभा, चित्ता अणु धनिट्ठ निवजोगा. १४४
ग्रहप्रवेशो मैत्री च, विद्यारंभादि सत्क्रिया,
राजपट्टाभिषेकादि, राजयोगेऽभिधीयते. १४५

અર્થાત્—તૃતીયા, પૂર્ણિમા અને ભદ્રા ( ૨, ૭, ૧૨ ) વિગેરે તિથિઓ, મંગળ, બુધ, રવિ અને શુક્ર ઇત્યાદિ વાર, પુષ્ય, મૃગશીર્ષ, ભરણી, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, ઉત્તરાભાદ્રપદા, ચિત્રા, અનુરાધા અને ધનિષ્ઠા વિગેરે નક્ષત્રોના સંજોગથી રાજયોગ થાય છે. એ રાજયોગ ગ્રહપ્રવેશમાં, નવી મૈત્રી બાંધવામાં, વિદ્યારંભાદિ સત્ક્રિયામાં અને રાજ્યાભિષેકમાં શ્રેષ્ઠ ગણાય છે.

## કુમારયોગ

नंदा पंचमि दसमि, ससि बुध भिगु मंगल मघ सवणां,
अस्सणी रोहिणी पुणव्वसु, हत्थ विसाहा कुमार जोगा १४६

અર્થાત્—નંદા તિથિઓ (૧, ૬, ૧૧) પંચમી, દશમી

વિગેરે અને સોમવાર, બુધવાર, શુક્રવાર ને મંગળવાર આદિ વાર તથા મઘા, શ્રવણ, અશ્વિની, રોહિણી, પુનર્વસુ, હસ્ત ને વિશાખા વિગેરે નક્ષત્રોના સંજોગથી કુમારયોગ થાય છે અને તે શુભ કાર્યમાં સારો લેખાય છે

## જ્વાલામુખી યોગ

पडिवइ मूल तिमीय, पचमी भरणीय कित्ती अट्ठमीयं,
नवमी दिग्रा गेहिणीय, दसमी असलेस दुह ठियीय १४७
ए ए ही जोग जाला, जम्म नो हवइ मो मरइ बाला,
उवसइ गेहसाला, पग्गिहिय वरइ जयमाला १४८

અર્થાત્—પ્રતિપદા (પડવો) અને મૂલ નક્ષત્ર, પંચમી અને ભરણી, અષ્ટમી અને કૃત્તિકા, નવમી અને રોહિણી, દશમી અને આશ્લેષા, વિગેરે જોગનું નામ જ્વાલામુખી યોગ કહેવાય છે અને તે બહુજ દુઃખદાયક હોય છે આ યોગમાં જે બાળકનો જન્મ થાય તે લાંબો વખત જીવી શકે નહીં, ઘરનું બાંધકામ શરૂ કરે તો તે ઘર પણ પડી જાય એ યોગનો ત્યાગ કરનારને વિજયમાળા પ્રાપ્ત થાય છે

## અશુભ યોગ કયા કયા ?

सवत्त सल सत्तू, भसमो दंडो य वज्जमुसलाय,
कालमुही यमघगट, यमदाट काग्रा मिघाय १४९
जाला मुही य गज्जो, यमल उप्पाय ककडा जोग
ए ए हिं जोग मोटम, मज्जे कज्जे हि असुहाय १५०

અર્થાત્—સંવર્ત્ત, શૂલ, શત્રુ, ભસ્મ, દણ્ડ, વજ્ર મુસલ, કાલમુખી, યમઘંટ, યમદંષ્ટ્રા, કાણુ, મૃત્યુ, જ્વાલામુખી, ખંજ, યમલ, ઉત્પાત, અને કર્કટ એ રીતે સોળ પ્રકારના યોગ સર્વે શુભ કાર્યોમાં અશુભ મનાય છે.

## શુભ યોગ કયા કયા ?

थिवरो य राजयोगं, कुमारयोगं च अमियसिद्धिजोगं,
सव्वंकं रवियोगं, ए ए हिं हणइ अवजोगं १५१

અર્થાત્—સ્થવિરયોગ, રાજયોગ, કુમારયોય, અમૃતસિદ્ધિયોગ, સર્વાંકયોગ અને રવિયોગ વિગેરે યોગ શુભયોગમાં લેખાય છે અને તે બધા અશુભ યોગોનો નાશ કરે છે.

## ત્રિકશુદ્ધિ યોગ

हत्थुत्तरा तियं मूलं, पुक्ख धणिट्ठाइ अस्सणि रेवइ
पडिवा अट्ठमी नवमी, रविसंजोगे सुहा होइ. १५२
बीया नवमी पुक्खं, मिगसिर रोहिणि य सवण अणुराहा,
चन्दाण य संजोगे, संसय रहियं सुहा होइ १५३
रेवय मिगसिर अस्सणि, मूलं असलेस उत्तराभद्दं
छट्ठी तिया अड तेरसि, मंगल जोगे सुहा होइ. १५४
सवणं रोहिणि पुक्खो, मिगसिर अणुराह कित्तिगा रिक्खा,
बीया सत्तमी बारसी, जोगे बुधवार सुह होइ. १५५

पुव्वाइ हत्थ पुवरा, रेवइ अस्सणिा विसाह पुणाव्वसय,
पचमी दसमी गार्गमी, पुन्निम गुरु जोगे सुह होइ १५६
उत्तरसाढा अस्सणि, रेवइ अणुराह पुणाव्वस हत्था,
पुव्वाफग्गुणि तेरिसि, नन्दा तिहि सुक्र सुह होइ १५७
सवण पुव्वाफग्गुणि, रोहिणी साइ मघा य सितभिसयं,
चउत्थी नवमी चउदिसि, अट्ठमी सुह जोग सनि होइ १५८

અર્થાત્—રવિવારે હસ્ત, ત્રણે ઉત્તરા, મૂલ, પુષ્ય, ધનિષ્ઠા, અશ્વિની, અને રેવતી નક્ષત્ર, પડવો, આઠમ અને નવમ તિથિ હોય તો તે શુભ ગણાય સોમવારે બીજ અને નવમ તિથિ હોય, મૃગશીર, પુષ્ય, રોહિણી, શ્રવણ અને અનુરાધા નક્ષત્ર હોય તો તે પણ શુભ ગણાય મગળવારે રેવતી, મૃગશીર્ષ, અશ્વિની, મૂલ, આશ્લેષા અને ઉત્તરાભાદ્ર પદ નક્ષત્ર તથા છઠ્ઠ, તીજ, આઠમ અને તેરશ તિથિ હોય તો તે પણ શુભ ગણાય બુધવારે શ્રવણ, રોહિણી પુષ્ય, મૃગશીર્ષ, અનુરાધા અને કૃત્તિકા ઇત્યાદિ નક્ષત્રો હોય તેમજ બીજ, સાતમ અને બારશ વિગેરે તિથિઓ હોય તો તે પણ શુભ કહેવાય ગુરૂવારે ત્રણે પૂર્વા, હસ્ત, પુષ્ય, રેવતી, અશ્વિની, વિશાખા અને પુનર્વસુ નક્ષત્ર હોય તેમજ પાચમ, દશમ, અગીયારશ અને પૂર્ણિમા આદિ તિથિઓ હોય તો તે પણ મગલકારી ગણાય, શુક્રવારે ઉત્તરાષાઢા, અશ્વિની, રેવતી અનુરાધા, પુનર્વસુ, હસ્ત અને પૂર્વાફાલ્ગુણી વિગેરે નક્ષત્રો

હોય તેમજ તેરશ અને નંદા તિથિઓ ( ૧, ૬, ૧૧, ) હોય તો તે પણ આનંદદાયક થાય. શનિવારે શ્રવણ, પૂર્વા ફાલ્ગુની, રોહિણી, સ્વાતિ, મઘા, અને શતભિષા નક્ષત્ર હોય તેમજ ચોથ, નોમ, ચૌદશ અને આઠમ વિગેરે તિથિઓ હોય તો તે શુભ ગણાય છે.

## તિથિ, વાર ને નક્ષત્રના શુભ યોગનું યંત્ર.

| | |
|---|---|
| રવિ. | હ. ઉ. ઉ. ઉ. મૂ. પુ. ધ. અ. રે. ૧, ૮, ૯ |
| સોમ. | પુ. મૃ. રો. શ્ર. અનુ.....................૨, ૯ |
| મંગળ. | રે. મૃ. અ. મૂ. અશ્લે. ઉ. ભા. ૬, ૩, ૮, ૧૩ |
| બુધ. | શ્ર. રો. પુ. મૃ. અનુ. કૃ. ૨, ૭, ૧૨. |
| ગુરૂ. | પૂર્વા ૩, પુ. રે. અ. વિ. પુન. હ. ૫, ૧૦, ૧૧, ૧૫ |
| શુક્ર. | ઉ. ષા. અ. રે. અ. પુન. હ. પૂ. ફા. ૧૩, ૧, ૬, ૧૧ |
| શનિ. | શ્ર. પૂ. ફા. રો. સ્વા. મ. શ. ૪, ૯, ૧૪, ૮ |

## તિથિ, વાર, નક્ષત્રનો અશુભ યોગ.

रवि छट्ठी सत्तमी या, बारिसि चउदिसी गारिसी जिट्ठा,
अणुराहा य विसाया, मव भरणी जोगि असुहाइ. १५९
सोम गारिसि सत्तमी बारिसि चउदिसि य पुव्वसाढा यं,
उत्तरासाढा चित्ता, विसाखाह जोगे हि असुहाइ. १६०
भोमे दसमी पडिवा, एगारिसि अद्द उत्तरासाढा,
धणिट्ठा सितभीस पूभद्द-जोगे मिलिए हि असुहाइ. १६१

बुध तिया अट्ठ तरिगि, पडिवा नवमी य चउद्दिसी मूल,
रेवय अस्सणि भरणी, धणिट्ठा अणुराह असुहाइ १६२

गुरु बीया मग बारसि, चउत्थी छट्ठी य अट्ठमी उ-फा,
कित्तिग रोहिणी मिगसिर, अद्दा सिनभिसह असुहाइ १६३

भिगु चउ नवमी चवदिसि, बीया सत्तमिय तीय रोहिणि या
जिट्ठ मघ असलेसा, पुस्स पमुहाइ असुहाइ १६४

शनि पण दसमी पूनिम, छट्ठी सत्तमी य रेवई चित्ता,
हत्था उत्तरसाढा, उत्तरफग्गुणि य असुहाई १६५

અર્થાત્—રવિવારે છઠ, સાતમ, બારશ, ચૌદશ અને અગીયારશ હોય, તેમજ જ્યેષ્ઠા, અનુરાધા, વિશાખા, મઘા અને ભરણી નક્ષત્ર હોય તો તે અશુભ ગણાય સોમવારે અગીયારશ, સાતમ, બારશ અને ચૌદશ તિથિઓ હોય, તેમજ પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, ચિત્રા અને વિશાખા નક્ષત્ર હોય તો તે પણ અશુભ ગણાય મંગળવારે દશમ, પડવો, અગીયારસ હોય અને આર્દ્રા, ઉત્તરાષાઢા, ધનિષ્ઠા, શતભિષા અને પૂર્વાભાદ્રપદ નક્ષત્ર હોય તો તે અશુભ ગણાય. બુધવારે ત્રીજ, આઠમ, તેરશ, પડવો, નવમ, અને ચૌદશ તિથિ હોય અને મૂલ, રેવતી, અશ્વિની, ભરણી, ધનિષ્ઠા અને અનુરાધા નક્ષત્ર હોય તો તે પણ અશુભ લેખાય ગુરૂવારે બીજ, સાતમ, બારશ, ચોથ, છઠ્ઠ, અને આઠમ હોય, તેમજ ઉત્તરા ફાલ્ગુણી, કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા અને શતભિષા નક્ષત્ર હોય

તો તે અશુભ છે. શુક્રવારે ચોથ, નવમ, ચૌદશ, બીજ, સાતમ અને ત્રીજ હોય, તેમજ રોહિણી, જયેષ્ઠા, મઘા, અશ્લેષા અને પુષ્ય નક્ષત્ર હોય તો તે પણ અશુભજ જાણવા. શનિવારે પાંચમ, દશમ, પૂર્ણિમા, છઠ્ઠ અને સાતમ હોય, તેમજ રેવતી, ચિત્રા, હસ્ત, ઉત્તરાષાઢા અને ઉત્તરાફાલ્ગુણી નક્ષત્ર હોય તો તે પણ અશુભ છે.

## તિથિ વાર ને નક્ષત્રનો અશુભયોગ યંત્ર.

| | |
|---|---|
| રવિ | ૬, ૭, ૧૨, ૧૪, ૧૧, જ્યે. અનુ. વિ. મ ભ. |
| સોમ | ૧૧, ૭, ૧૨, ૧૪, પૂ. ષા., ઉ. ષા. ચિ. વિ. ૦ ૦ |
| મંગલ | ૧૦, ૧, ૧૧, આર્દ્રા, ઉ. ષા. ધ. શ. પૂ. ભા. ૦ ૦ |
| બુધ | ૩, ૮, ૧૩, ૧, ૯, ૧૪, મૂ. રે. અ. ભ. ધ. અનુ. |
| ગુરૂ | ૨, ૭, ૧૨, ૪, ૬, ૮, ઉ. ફા. કૃ. રો. મૃ. આ. શ. |
| શુક્ર | ૪, ૯, ૧૪, ૨, ૭, ૩, રો. જ્યે. મ. આ. પુ. ૦ |
| શનિ | ૫, ૧૦, ૧૫, ૬, ૭, રે. વિ. હ. ઉ. ષા. ઉ. ફા. ૦ ૦ |

### અમૃત સિદ્ધિયોગ—

रवि हत्थ सिय मिगसिर, मंगल अस्सणि य बुध अणुराहा,
गुरु पुक्ख सुक्क रेवय, सनि रोहिणी जोग अमिता यं. १६६

અર્થાત્—રવિવારે હસ્ત નક્ષત્ર હોય, સોમવારે મૃગશીર્ષ, મંગળવારે અશ્વિની, બુધવારે અનુરાધા, ગુરૂવારે પુષ્ય, શુક્રવારે રેવતી અને શનિવારે રોહિણી નક્ષત્ર હોય તો અમૃતસિદ્ધિ યોગ બને છે. વળી:—

सनि गेहिणि निज्जि गमणा, पाणिग्गहणा चवज्जि गुरु पुस्स,
पवेस भूमस्सणि, वज्जिम मंडेड नच्छाह १६७

અર્થાત્—ઉપર કહ્યો તે અમૃતસિદ્ધિયોગ સમસ્ત કાર્યોમા શુભ ગણાય છે, તથાપિ યાત્રા કિંવા દેશાટનમા શનિ રોહિણી, વિવાહમા ગુરૂ પુષ્ય અને ગૃહપ્રવેશમા ભોમ અશ્વિની વર્જિત છે

## અમૃતસિદ્ધિ યોગ વિષયોગ કયારે બને ?

रविज्जि रवि हत्थि पचमी, मिगसिर ससि वज्जि छट्ठि निहिगण,
मगल अस्सणि सत्तमी, अणुराह बुध अट्ठमिया. १६८
नवमी य पुस्स सुरगुरु, दसमी रेवड य सुक्कवाग ग,
एगारसि सनि रोहिणि, अमियाय सव्वं विसजोगा. १६९

અર્થાત્—ઉપર વર્ણવવામા આવેલો અમૃતસિદ્ધિયોગ કોઇ કોઇ તિથિના જોગથી વિષયોગ એટલે કે અનિષ્ટ યોગ પણ બની જાય છે જેમ કે રવિવારે હસ્ત નક્ષત્ર ને અમૃતસિદ્ધિજોગ છે, પણ પાચમના સજોગથી વિષયોગ થઇ જાય છે તેજ પ્રકારે સોમવારે મૃગશીર્ષ નક્ષત્ર હોય અને છઠ્ઠ હોય, મગળવારે અશ્વિની નક્ષત્ર હોય અને સાતમ હોય, બુધવારે અનુરાધા નક્ષત્ર હોય અને આઠમ હોય, ગુરૂવારે પુષ્ય નક્ષત્ર હોય અને નવમ હોય, શુક્રવારે રેવતી નક્ષત્ર હોય અને દશમ હોય, શનિવારે રોહિણી નક્ષત્ર હોય અને અગીયારશ હોય તો પણ વિષયોગ બને છે

## અર્દ્ધયોગ પ્રહાર—

भाणु चउ ससि सत्तम, धरणिसूओ बीय बुध पंचाणं;
गुरु अट्ठम भिगु तीयं, छट्ठ सनि अद्धपुहराणं. १७०

અર્થાત્—દિનમાનના સોળમા ભાગને અર્ધપ્રહર ( યામાર્દ્ધ ) કહેવામાં આવે છે, તે રવિવારે ચોથો, સોમવારે સાતમો, મંગળવારે બીજો, બુધવારે પાંચમો, ગુરૂવારે આઠમો, શુક્રવારે ત્રીજો અને શનિવારે છઠ્ઠો અર્દ્ધ પ્રહર યોગ શુભ કાર્યોમાં વર્જવા જેવો છે.

## કાળવેળા યોગ—

थावर बिय सग सुक्कं सुरगुरु चउ बुद्ध एग भू छट्ठं,
सोम तिय रवि अट्ठं, अद्धपुहरं कालवेलाणं १७१

અર્થાત્—શનિવારે બીજો, શુક્રવારે સાતમો. ગુરૂવારે ચોથો, બુધવારે પહેલો, મંગળવારે છઠ્ઠો, સોમવારે ત્રીજો અને રવિવારે આઠમો અર્ધપ્રહર કાળવેળા સૂચવે છે.

## કુલિકયોગ—

सूर सग चंद छट्ठं, मंगल पण बुध चउ य गुरु तीयं,
भिगु बीयं रविसूय इग, अद्धपुहरं कुलिक परिमाणं. १७२

અર્થાત્—રવિવારે સાતમો, સોમવારે છઠ્ઠો, મંગળવારે પાંચમો, બુધવારે ચોથો, ગુરૂવારે ત્રીજો, શુક્રવારે બીજો અન શનિવારે પહેલો યામાર્દ્ધ કુલિક યોગનું સૂચન કરે છે.

વિવાહ કરે તો કુલનો ક્ષય થાય, દેવપ્રતિષ્ઠા કરે તો મૃત્યુ થાય, અને પુત્ર થાય તો તે લાણુ આયુષ્ય ન ભોગવે

## ઉત્પાતયોગ

सूर विसाहा समिपुढ, भूमि धनिठ्ठाइ बुर रवइ य,
गुरु रोहिणी भिगु पुक्ख उफा सनि योग उप्पायं, १८०

અર્થાત્—રવિવારે વિશાખા, સોમવારે પૂર્વાષાઢા, મગળવારે ધનિષ્ઠા, બુધવારે રેવતી, ગુરૂવારે રોહીણી, શુક્રવારે પુષ્ય અને શનિવારે ઉત્તરા ફાલ્ગુણી હોય તો ઉત્પાત યોગ જાણવો

## વાર નક્ષત્ર મૃત્યુ યોગ

रवि अणुराहा ससि उसा, मगल मिसिभिसह बुर अस्सणिया,
गुरु मिग भिगु असलेसा, हत्था सनियोग मिच्चाइ १८१

અર્થાત્—રવિવારે અનુરાધા, સોમવારે ઉત્તરાષાઢા, મગળવારે શતભિષા, બુધવારે અશ્વિની, ગુરૂવારે મૃગશીર્ષ શુક્રવારે આશ્લેષા, અને શનિવારે હસ્ત નક્ષત્ર હોય તો મૃત્યુ યોગ થાય છે

## તિથી વાર મૃત્યુ યોગ

रवि भूम निही नन्दा, ससि गुरु भद्दाइ जया बुध्धे हिं,
भिगु रित्त सनि पुन्ना, वज्जेय मिच्चजोगाइ १८२

અર્થાત્—રવિવાર અને મગળવારે નન્દા તિથિઓ ( ૧, ૬ ૧૧ ) હોય, સોમવારે ને ગુરૂવારે ભદ્રા તિથિઓ ( ૨, ૭,

૧૨ ) હોય, બુધવારે જયાતિથિ ( ૩-૮-૧૩ ) હોય, શુક્રવારે રિક્તા તિથિ ( ૪, ૯, ૧૪ ) હોય અને શનિવારે પૂર્ણા તિથિ ( ૫, ૧૦, ૧૫ ) હોય તો મૃત્યુયોગ બને છે અને તે શુભ કાર્યમાં વર્જવાયોગ્ય છે. તે સિવાય મૃત્યુયોગના વિષયમાં બીજા ગ્રન્થો પણ કહે છે કેઃ—

बुधे अस्सणि मूल, गुरु पूसा मूल सितभिस मिगायं,
सनिहर पूसा चउरो, भिगु रोहिणी साइ असलेसा. १८३
सुरो मघ अनुराहा, चन्दा उसा विसाह पूक्खेहिं;
भूमे सितभिस अद्दा, भरणी मघ जोग मिच्चाई. १८४

અર્થાત્—બુધવારે અશ્વિની અને મૂલ નક્ષત્ર; ગુરૂવારે પૂર્વાષાઢા, મૂલ, શતભિષા, અને મૃગશીર્ષ નક્ષત્ર; શનિવારે પૂર્વાષાઢા આદિ ચાર નક્ષત્ર; શુક્રવારે રોહિણી, સ્વાતિ, અને અશ્લેષા; રવિવારે મઘા ને અનુરાધા; સોમવારે ઉત્તરાષાઢા, વિશાખા અને પુષ્ય; મંગળવારે શતભિષા, આર્દ્રા, ભરણી અને મઘા નક્ષત્ર હોય તો મૃત્યુયોગ બને છે.

## કાણયોગ.

जिट्ठ रवि ससि अभीय, मंगल पूभद्द बुध भरणीयं;
गुरु अद्दा मघ सुक्कं, चित्ता सनि जोग काणायं. १८५

અર્થાત્—રવિવારે જ્યેષ્ઠા, સોમવારે અભિજિત્, મંગળવારે પૂર્વા ભાદ્રપદ, બુધવારે ભરણી, ગુરૂવારે આર્દ્રા, શુક્રવારે મઘા અને શનિવારે ચિત્રા હોય તો કાણયોગ જાણવો.

## વાર નક્ષત્ર સિદ્ધિયોગ.

मूलार्कि सवणा ससि, मगल उभद्द बुध किर्तीयं,
गुरु पुणव्वसु पूष्का, भिगु साइ सनि सिद्धि जोगाणा. १८६

અર્થાત્—રવિવારે મૂલ સોમવારે શ્રવણ, મગળવારે ઉત્તરાભાદ્રપદ, બુધવારે કૃત્તિકા, ગુરૂવારે પુનર્વસુ, શુક્રવારે પૂર્વાફાલ્ગુણી અને શનિવારે સ્વાતિ નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ બને છે

## તિથિ વાર સિદ્ધિયોગ.

नन्दा भिगु भद्दा बुद्द, जाया भूमे हि रित्त मन्दाय,
पुन्ना तिहीय गुरु य, जोग सिद्धाइ कज्ज सव्व १८७

અર્થાત્—શુક્રવારે નંદા તિથિ ( ૧-૬-૧૧ ) બુધવારે ભદ્રા તિથિ ( ૨-૭-૧૨ ) મગળવારે જયા તિથિ (૩-૮-૧૩) શનિવારે રિક્તા તિથિ ( ૪-૯-૧૪ ) અને ગુરૂવારે પૂર્ણાતિથિ ( ૫, ૧૦, ૧૫ ) હોય તે સિદ્ધિયોગ ગણાય છે અને તેમા સર્વ પ્રકારના શુભ કાર્યો થઈ શકે છે

## ત્રિપુષ્કર યોગ.

पुभद्द कित्ति पुणव्वसु, उफा उसा विसाह रवि सनि भू,
भद्दा तिही तिपुक्कर, जमल मिग चित्त धणिट्ठाय १८८

અર્થાત્—પૂર્વાભાદ્રપદ, કૃત્તિકા, પુનર્વસુ, ઉત્તરા ફાલ્ગુણી, ઉત્તરાષાઢા, અને વિશાખા વિગેરે નક્ષત્રોની સાથે રવિવાર, શનિવાર, મગળવાર અને ભદ્રા તિથિઓ ( ૨-૭-૧૨ ) હોય

તો તેના સંયોગથી ત્રિપુષ્કર યોગ બને છે. તેમજ શનિવાર, રવિવાર ને મંગળવાર હોય, ભદ્રા તિથિઓ હોય અને તેની સાથે મૃગશીર્ષ, ચિત્રા અને ધનિષ્ઠા આદિ નક્ષત્રોનો સંયોગ હોય તો યમલયોગ બને છે.

## સંવર્ત્તક યોગ.

गुरु नवमी भिगु बीया, ससि तेरसि भूम चवदिसि तिहीया;
बुध एगा रवि सत्तमी, पंचमी सनि योग संवत्ता. १८९

અર્થાત્—રવિવારે સાતમ, સોમવારે તેરશ, મંગળવારે ચૌદશ, બુધવારે પડવો, ગુરૂવારે નવમી, શુક્રવારે બીજ અને શનિવારે પાંચમ હોય તો સંવર્ત્તકયોગ બને છે.

## બીજી રીતે સંવર્ત્તક યોગ.

गुरु छट्ठी नवमी तिहि, भिगु बीया तीय बुध इग तीया;
ससि सत्तमी तेरसि या, सत्तमी रवि भूम चवदिसि या. १९०
सनि पंचमी संवत्तक, जोगं अवजोग मज्झ सव्वेहिं;
न हु कीरई वीवाहं, मंगलकाले हि वज्जेहिं. १९१

અર્થાત્—ગુરૂવારે છઠ્ઠ અથવા નવમ હોય, શુક્રવારે બીજ કે તીજ હોય, બુધવારે પડવો કે તીજ હોય, સોમવારે સાતમ કે તેરશ હોય, રવિવારે સાતમ, મંગળવારે ચૌદશ અને શનિવારે પાંચમ હોય તો પણ સંવર્ત્તક યોગ બને છે. એ સંવર્ત્તક યોગમાં વિવાહાદિ કાર્ય ન કરવાં તેમજ બીજાં માંગલિક કાર્યો પણ ખાસ કરીને વર્જવાં.

## શૂલયોગ.

ससि सूल भू गंड, अतिगजं वुद्ध भिगु वाघाई,
वज्ज गुरु सनि वैधिति, भाणु विक्खभो सूलाई १६२

અર્થાત્—સોમવારે શૂલ, મંગળવારે ગંડ, બુધવારે અતિગંડ, શુક્રવારે વ્યાઘાત, ગુરૂવારે વજ્ર, શનિવારે વૈધૃતિ અને રવિવારે વિષ્કંભયોગ હોય તો શૂલયોગ જાણવો

## શત્રુયોગ.

वुध अद्दा भिगु रोहिणि, पुक्ख सिमी मितभिसा य सनिवार,
गुरु विसाहा विज्झिय, सत्तुजोगइं सव्वाट. १६३

અર્થાત્—બુધવારે આર્દ્રા, શુક્રવારે રોહિણી, સોમવારે પુષ્ય, શનિવારે શતભિષા, ગુરૂવારે વિશાખા (રવિવારે ભરણી અને મંગળવારે ઉત્તરાષાઢા ) હોય તો તેને શત્રુયોગ જાણવો

## ભસ્મ-અને દંડયોગ.

भाणाइ गिरा दु दिगा, गिसि सत्तम भसमाई तहइ पनरमय,
दंडयोगो हि ईय, मास मज्झेई इगवार १९४

અર્થાત્—સૂર્ય નક્ષત્રથી ચન્દ્ર નક્ષત્ર સાતમુ હોય તો ભસ્મયોગ અને પંદરમુ હોય તો દંડયોગ બને છે આ બે યોગ એક મહિનામા માત્ર એક વાર્જ આવે છે

## કાલમુખી યોગ.

पचमि मघ चउ उत्तर, नवमि य कित्तगिय तीय अणुराहा,
अट्ठमि रोहिणि मज्झिम, कालमुहीयोग ए कहिया १९५

અર્થાત્—પંચમી તિથિએ મઘા, ચતુર્થીએ ત્રણ ઉત્તરા, નવમીએ કૃત્તિકા, તૃતીયાએ અનુરાધા અને અષ્ટમીએ રોહિણી હોય તો તે કાળમુખી યોગ જાણવો.

## વજ્રમુસલયોગ કિંવા ગ્રહજન્મ નક્ષત્ર.

रवि भरणी ससि चित्ता, उसा भोमाइ बुद्ध धणिट्ठायं;
गुरु उफा भिगु जिट्ठा, रेवय सनि वज्जमुसलायं. १९६

गहजम्म रिसी ए ए, वज्जे विवाह कीरए विहवं;
गमणारंभे मरणं, चेइय ठ्ठवण विद्धंसं. १९७

सेवाइ हवइ निप्फल, करसण अफलोइ दाह गिहपवेसं;
विज्जारंभे य जडं, वत्थु वावरइ भसमायं. १९८

અર્થાત્—રવિવારે ભરણી, સોમવારે ચિત્રા, મંગળવારે ઉત્તરાષાઢા, બુધવારે ધનિષ્ઠા, ગુરૂવારે ઉત્તરા ફાલ્ગુણી, શુક્રવારે જ્યેષ્ઠા, અને શનિવારે રેવતી નક્ષત્ર હોય તો વજ્રમુસલ યોગ થાય છે અને તે નક્ષત્રો ગ્રહોના જન્મ નક્ષત્ર પણ ગણાય છે. પાકશ્રી ગ્રંથમાં પણ કહ્યું છે કેઃ—

" ભર (૧) ચિત્તુ (૨) ત્તરસાઢા (૩) ધણિ (૪) ઉત્તર ફગ્ગુ (૫) જિઠ્ઠ (૬) રેવઈઆ (૭) સૂરાઇ જમ્મરિકખા, એએહિં વજ્જમુસલ પુણો. "

એ ગ્રહજન્મના નક્ષત્રોમાં વિવાહ ન થઈ શકે. અને કરે તો વૈધવ્ય પ્રાપ્ત થાય, દેશાટન કરે તો મૃત્યુ પ્રાપ્ત થાય,

પ્રતિષ્ઠા કરે તો દેવાલયનો નાશ થાય, કોઈની સેવા કરે તો તે નિષ્ફળ જાય, ખેતી કરે તો પણ પાક ન મેળવે, ગૃહપ્રવેશ કરે તો અગ્નિનો ઉપદ્રવ નડે, વિદ્યારંભ કરે તો વિદ્યા પ્રાપ્ત ન થાય અને મૂર્ખ જ રહે, નવા વસ્ત્રો પહેરે તો બળી જાય અને પંચ મહાવ્રત લે તો વ્રતભંગ થાય

## વ્રતાદિ લેવાનુ મુહૂર્ત.

हत्थुत्तर सवण निग, रवइ रोहिणि पुणव्वसुणा दुग,
अणुराहा सम भणिया, सोलस आलोयणा रिक्खा
आलोयणा निहि नंदा, भद्दा जया य पुण्णा य,
रवि ससि बुध गुरु सुक्का, वार करणाणि विट्ठि विणा

અર્થાત—હસ્ત, ચિત્રા, સ્વાતિ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદા, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, રેવતી, અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય અને અનુરાધા એ સોળ નક્ષત્રો, નંદા, ભદ્રા, જયા અને પૂર્ણા વિગેરે તિથિઓ, રવિવાર, સોમવાર, બુધવાર, ગુરૂવાર અને શુક્રવાર વિગેરે વાર તેમજ વિષ્ટિકરણ છોડીને બાકીના છ કરણ એ સર્વ, સમ્યક્ત્વના બાર વ્રતો લેવામા, ગુરૂની સમિપે આયશ્ચિત ગ્રહણ કરવામાં, યોગ સાધનમા, તપશ્ચર્યા કરવામાં બહુ ફલદાયક થાય છે આરંભસિદ્ધિના ત્રીજા વિમર્શના ૩૬ મા શ્લોકમા પણ કહ્યુ છે કે—

" नियमालोचनायोग तपोनन्द्यादि कारयेत्,
मुक्त्वा तीक्ष्णोग्रमिश्राणि, वारौ चार शनैश्वरौ. "

અર્થાત્—તીક્ષ્ણ, ઉગ્ર અને મિશ્ર સંજ્ઞાવાળા નક્ષત્રો સિવાયના તેમજ મંગલ અને શનિવાર સિવાયના બીજા વારો તથા નક્ષત્રોમાં નિયમ, વ્રત, આલોયણા, યોગ, તપશ્ચર્યા તથા તેની નન્દિ વિગેરે વિધિઓ કરવી.

## લોચકર્મનું મુહૂર્ત

रोहिणि माहा विसाहा, ति उत्तरा भरणि कित्तिश्रा य श्रणुराहा;
इश्र मुंडण लोयकए, इंदो वि न जीवए व रिक्खं.

અર્થાત્—રોહિણી, મઘા, વિશાખા, ત્રણ ઉત્તરા, ભરણી, કૃત્તિકા અને અનુરાધા વિગેરે નક્ષત્રોમાં મુંડન યા તો લોચ-કર્મ કરાવ્યું હોય તો ઇન્દ્ર જેવાને પણ જીવવું ભારે થઇ પડે. તેમજ

नवमी य चउत्थि चउदिसि, श्रट्ठमि छट्ठी श्रमावसी तिहिया;
वारा सनि रवि मंगल, मुंडण लोयं न कारेइ.

અર્થાત્—નવમ, ચોથ, ચૌદશ, આઠમ, છઠ્ઠ અને અમાવાસ્યા વિગેરે તિથિઓમાં તથા શનિવાર, રવિવાર ને મંગળવારે મુંડન યા લોચ કરાવવો યોગ્ય નથી. પણ

पुनर्वसु तथा पुष्य, धनिष्टा श्रवणो सदा;
एभिश्चतुर्भि र्धिष्णैश्च, लोचकर्म तु कारयेत्.

અર્થાત્—પુનર્વસુ, પુષ્ય, ધનિષ્ઠા અને શ્રવણ એ ચાર નક્ષત્રોમા જ લોચ કરાવવો ઠીક છે

### ભદ્ર ( વિષ્ટિકરણ ) ફળ—

किण्हा नतिय दसमी, सत्तमि चवदसी धुरहि कल्लाणी,
धवल ते चउ गारिसि, अट्ठमि पुन्निम पढमाए  १९९
निसि भद्दा जय दीह, दीहा भद्दाइ जय निसा होइ,
तह दूसणोइ न हवई, सव्वे कज्जाइ सारति.  २००
रिपुसहार विवाए, भयभीया गडइंसणो जाए,
विज्जु वुलावणाए, भद्दा सिद्धाइ एयाए  २०१
देवीपूया पमुह, गिक्खावंधेय न्हाया णिउ समए,
दीवुच्छवि रज उच्छवि, कल्लाणी नत्थि दोमा यं  २०२

અર્થાત્—કૃષ્ણપક્ષની ત્રીજ અને દશમીના ઉત્તરાર્દ્ધમા અથવા રાત્રિએ તથા સાતમ અને ચૌદશના પૂર્વાર્દ્ધમા અથવા દિવસે ભદ્રા હોય છે શુકલપક્ષની ચોથ અને અગીયારશના ઉત્તરાર્દ્ધમા અથવા રાત્રિએ તથા આઠમ અને પૂર્ણિમાના પૂર્વાર્દ્ધમા અથવા દિવસે ભદ્રા હોય છે હવે જો રાત્રીની ભદ્રા દિવસમા બેસે અથવા દિવસની ભદ્રા રાત્રીએ બેસે તો તેને જયકારી માનવી એવી સ્થિતિમા શુભ કાર્યનો આરભ ખુશી થી થઇ શકે, કારણ કે તેમા ભદ્રાનો દોષ રહેતો નથી

શત્રુના નાશમા, વિવાદમા, ભયથી ડરવામા, રાજદર્શનમા તેમજ વૈદ્યને બોલાવવામા ભદ્રા શ્રેષ્ઠ છે દેવી-દેવતાના

પૂજનમાં, રક્ષાબંધનમાં, ઋતુસ્નાનમાં, દેવમહોચ્છવમાં અને હોળીમાં ભદ્રાનો દોષ લાગતો નથી.

## ભદ્રાના અંગવિભાગ

वयण पण कंठ इग, हियए इग्गार नाहि चउगो य;
कडि सडयं पुच्छो तिय, कल्लाणी तीस घडियाइं. २०३

मुह हाणि कंठ मिच्चं, लियइ दरिद्दं य नाहि धी नासं;
कडि कलह पूच्छि बहु, जय हवय अह रासि सिसिगिणियं २०४

અર્થાત્—પ્રથમની પાંચ ઘડી ભદ્રાનું મુખ કહેવાય છે, પછી એક ઘડી કંઠની, અગીયાર ઘડીનું હૃદય, ચાર ઘડીની નાભિ, ૭ ઘડીની કેડ, અને ત્રણ ઘડીનું પુચ્છ હોય છે. એ રીતે ભદ્રાની તીસ ઘડીના અંગવિભાગ સમજી લેવા. તેનું ફળ આ પ્રમાણે છેઃ—મુખ હાનિકારક હોય છે, કંઠ મૃત્યુકારક, હૃદય દારિદ્રય આપનારૂં, નાભિ બુદ્ધિનો નાશ કરે, કેડ કલહ કરાવે અને પુચ્છ બહુ જયકારી ગણાય છે. ભદ્રામાં ચન્દ્રરાશિ ગણવી.

## ભદ્રાનો વાસ

छग वसह मकर कक्के, सग्गे धण मिण हु कन्न तुल नागे;
अलि सिंह कुंभ मीने, मानव लोगम्मि कल्लाणी. २०५

सुरलोइ सुहदाइ, आगम सुह नागं मिच्च दुहदाइ;
तिजि सित छ घडी मुहाइ, ति घडीं तम पक्खि अंताइ. २०६

અર્થાત્—મેષ, વૃષ, મકર અને કર્ક રાશિનો ચંદ્રમા હોય તો ભદ્રા સ્વર્ગમા, ધન, મિથુન, કન્યા ને તુલા રાશિનો ચંદ્ર હોય તો ભદ્રા પાતાલમા, વૃશ્ચિક, સિંહ, કુંભ, અને મીન રાશિનો ચંદ્ર હોય તો ભદ્રા માનવલોકમા રહે છે સ્વર્ગમા ભદ્રા હોય તો સુખદાયક થાય, પાતાલમા હોય તો સુખ આણુનારી ગણાય, પરંતુ માનવલોકમા ભદ્રા હોય તો દુ:ખદાયી થઈ પડે શુક્લ પક્ષમા ૬ ઘડી આદિની અને કૃષ્ણ પક્ષમા ત્રણ ઘડી અંતની છોડવી જોઇએ તેનુ કારણ એ છે કે —

सिन पक्खि सप्पिणीहिं, पसंते किस्रणो हि विच्छुकी भणिया,
सप्पिणी मुहोड परिहरि, पुच्छो विच्छीय निजि भद्दा २०७
वासर सप्पोड मुहो, भद्दा रयणीय हवइ विच्छिया,
विवरीया जा भद्दा सा भद्दा भद्दफलदाइ २०८

અર્થાત—શુક્લપક્ષમા ભદ્રાને નાગણીની સંજ્ઞા આપી છે, અને કૃષ્ણપક્ષની ભદ્રાને વીંછીની સંજ્ઞા ભણી છે નાગણનું મુખ અને વીંછીનુ પુચ્છ વર્જવા યોગ છે વળી દિવસની ભદ્રા નાગણના મુખ જેવી છે અને રાત્રે વિંછીના મુખ જેવી છે પણ જો દિવસની ભદ્રા રાત્રે હોય અને રાત્રીની ભદ્રા દિવસે હોય એટલે કે વિપરીત હોય તો શુભ ફળ આપનારી થાય

## સંમુખી ભદ્રા

पुन्ने चवद्दिमि पढम, अट्ठमि अग्गनेय बीय पुहरम्मि,
दसमगि सत्तमि ति पुहर, पुन्निम नेरइय चउ पुहरं. २०९

अत्थमियो चउत्थी परा, दसमी सड पुहर वाईकूणाए,
उत्तरि सग एगारिसि, तीया इसाण अठ्ठमयं. २१०

અર્થાત્—ચૌદશના પ્રથમ પહોરે પૂર્વ દિશામાં, આઠમના બીજા પહોરે અગ્નિ ખુણામાં, સાતમના ત્રીજા પહોરે દક્ષિણ દિશામાં, પૂર્ણિમાના ચોથા પહોરે નૈઋત ખુણામાં, ચોથના પાંચમા પહોરે પશ્ચિમ દિશામાં, દશમના છઠ્ઠા પહોરે વાયવ્ય ખુણામાં, અગીયારશના સાતમા પહોરે ઉત્તર દિશામાં અને ત્રીજના આઠમા પહોરે ઈશાન ખુણામાં ભદ્રાને સંમુખી જાણવી અને તેથી તે દિશામાં ગમન કરવું હિતાવહ નથી. વળી,

किसिणी तिया अग्गी हि, सत्तमि नेगइय दसमि वाए हि;
इसागो चवदिसियं, भद्दा हवइ कूणमुहं. २११
सुकल चउत्थी दक्खणि, अठ्ठमि पच्छिमि ईगारिसि उत्तरे,
पुन्निम पुव्वदिसे हि, हवए भद्दामुहं तिजयं. २१२

અર્થાત્—કૃષ્ણપક્ષની તૃતીયાએ અગ્નિખુણામાં, સપ્તમીયે નૈઋત ખુણામાં, દશમીએ વાયવ્ય ખુણામાં અને ચૌદશે ઇશાન ખુણામાં ભદ્રાનું મુખ હોય છે, શુક્લપક્ષની ચોથે દક્ષિણ દિશામાં, આઠમે પશ્ચિમ દિશામાં, અગીયારશે ઉત્તર દિશામાં અને પૂર્ણિમાએ પૂર્વ દિશામાં ભદ્રાનું મુખ હોય છે. તેથી તે કાળે તે દિશા પણ છાંડવી.

## કુંભચક્ર

कुंभाकारं चक्कं, कारियं रेहा तिरिच्छयं ठवियं,

मसेव उद्ध अहिय, अहिय अडवीस रिसि कममो २१३
पुन्नोइ अहो नाम, रित्तो उद्धोइ भागा रिमि ठविय,
गमणो रिमीय जत्थ य, हवए फल अहिय तत्थेव. २१४
रित्तोई गमणा रित्तं पुन्नो मंपुन्न हवई लाहोय,
मव्व जोइम मज्झे पमम कुभचकायं २१५

અર્થાત—કુભના આકારનુ એક ચક્ર બનાવવુ અને વચમા એક આડી લીટી દોરવી પછી તેમા અશ્વિની નક્ષત્રથી માડી એક ઉપર અને એક નીચે, ત્રીજુ ઉપર અને ચોથુ નીચે એમ અઠ્ઠાવીસે નક્ષત્ર અનુક્રમે માડવા તેમા જે નીચે આવે તે નક્ષત્રોને પૂર્ણ સ જ્ઞાવાળા ગણવામા આવે છે, અને ઉપરના નક્ષત્રો રિક્ત મ જ્ઞાવાળા લેખાય છે ગમનાદિ કાર્યમા નક્ષત્રની સજ્ઞા પ્રમાણે જ ફળ સમજવુ દાખલા તરીકે રિક્ત નક્ષત્રમા ગમન કર્યું હોય તો રિક્ત એટલે વ્યર્થ જાય, અને પૂર્ણ નક્ષત્રમા કર્યું હોય તો પૂર્ણ લાભકારક થાય. આ કુભ ચક્ર સર્વ જ્યોતિ શાસ્ત્રોમા પ્રશ સનીય ગણાય છે

## જમદાઢ યોગ

अणुराहाए बीया, उत्तर तीया मघाइ पचमिया,
कर मूला सत्तमिया, अट्ठमि मयुत्त रोहिणिया. २१६
तेरसि चित्ता माइ, ए ए यमदाढ जोग दुहदाई,
उत्तम कज्जु न काइ, कीरइ नहु जइ कराई माई २१७

અર્થાત્—બીજે અનુરાધા હોય, ત્રીજે ત્રણ ઉત્તરામાંથી હોય, પાંચમે મઘા, સાતમે હસ્ત અને મૂલ, આઠમે રોહિણી (કોઈ કોઇ મતે છટ્ઠ ને રોહિણી પણ છે.) તેરશે ચિત્રા અને સ્વાતિ હોય તો તેને યમદ્દાઢ યોગ ગણવો. તે ઘણો દુઃખદાયી છે. માટે તે યોગમાં કોઈપણ ઉત્તમ કાર્ય આદરવું નહીં અને આદરે તો મૃત્યુ જેટલું દુઃખ પામે.

## ચરયોગ

सूरे हि पुव्वसाढा, चंदा अद्दाइ भूवि साहाइ;
बुद्धो रोहिणी सुक्क, मघा सनि मूला हवइ चरयोगा. २१८

અર્થાત્—રવિવારે પૂર્વાષાઢા, સોમવારે આર્દ્રા, મંગળવારે વિશાખા, બુધવારે રોહિણી, શુક્રવારે મઘા, અને શનિવારે મૂલ નક્ષત્ર હોય તો ચરયોગ થાય છે. આરંભસિદ્ધિમાં "રવિવારે ઉત્તરાષાઢા અને ગુરૂવારે શતભિષા" એટલું વિશેષ કહ્યું છે એમ અત્રે પ્રસંગોપાત નોંધીએ છીએ.

## તિથિ કાલપાશ

पुव्वे पच्छिम नंदा, अगने वायव्व कूण भद्दाए,
उत्तरि दक्खणि जाया, नेरय ईसाण रित्ताए. २१९
पुन्ना नग आगासे, एएहि कालपास तिहि जुत्ता;
कालो समुह पासं, कज्जं वज्जोइ गमणाई. २२०

અર્થાત્—નંદા તિથિમાં પૂર્વ ને પશ્ચિમ દિશાએ, ભદ્રા તિથિમાં અગ્ની ને વાયવ્ય ખુણામાં, જયા તિથિમાં ઉત્તર

ને દક્ષિણ દિશાએ, રિકતા તિથિમા નૈર્ઋત ને ઇશાન ખુણામા અને પૂર્ણા તિથિમા આકાશ ને પાતાલ તરફ કાલપાશ હોય છે એ કાલપાશ સ મુખ હોય તેવી સ્થિતિમા ગમનાદિ કાર્ય ન કરવુ

## વાર કાલપાશ

वारहिं रवि उत्तरि, सोमे वाए हि भूम पच्छिमयं,
बुध नेरय गुरु दक्खणि, अग्गी भिगु पुव्वि सनि वज्ञ. २२१

અર્થાત્—રવિવારે ઉત્તર દિશામા, સોમવારે વાયવ્ય ખુણામા, મ ગલવારે પશ્ચિમ દિશામા, બુધવારે નૈર્ઋત ખુણા માં, ગુરૂવારે દક્ષિણ દિશામા, શુક્રવારે અગ્નિ ખુણામા અને શનિવારે પૂર્વ દિશામા કાલપાશ હોય છે તેથી તે વારે તે દિ શામા સ મુખ કાલપાશ હોય ત્યારે ગમનાદિ કાર્ય કરવુ નહીં

## છીંક વિષે.

पुव्वे हि छीया मरणं. अग्गी दुहहेउ दक्खणे कलह,
नेरय किलेस किज्ज, भमपु अही छीया ॥ २२२
पच्छिम भोयणमिट्ठं, वाए वहुपेम उत्तरे सुहय,
इसाण उग्ग मपय, छीयां गयणे हि जयलाह ॥ २२३
छीया मच्चा निविहा, वाला नर इत्थि अप्पणो भणीया,
बुढ्ढो वाहि सलेसम, वहुण छीए निरत्था.य २२४

અર્થાત્—પૂર્વ દિશામા છીંક થાય તો મૃત્યુનો ભય

સમજવો, અગ્નિ ખુણામાં છીંક થાય તો દુઃખદાયક થાય, દક્ષિણ દિશામાં થાય તો કલેશ ઉપજાવે, નૈઋત ખુણામાં થાય તો કલેશકારક સમજવી અને વધારે ભય પેદા કરે. પશ્ચિમમાં થાય તો મિષ્ટ ભોજન પમાડે. વાયવ્ય ખુણામાં થાય તો ઘણી પ્રીતિ કરાવે, ઉત્તર દિશામાં થાય તો સુખકારક અને ઈશાન ખુણામાં થાય તો સંપત્તિની પ્રાપ્તિ કરાવે, તેમજ તે દિશામાં ગમન કરવાથી જય પ્રાપ્ત થાય. બાલક, પુરૂષ, સ્ત્રી અને પોતાની એમ ત્રણ પ્રકારની છીંકને ખરેખરી માનવી, બાકી ઘરડા, રોગી અને સળેખમવાળાની છીંક સાવ નિરર્થક હોય છે.

## વિજય મુહૂર્ત.

घडिया हीणा दु पुहरो, दुपुहरी घडिय होइ अहियारो;
विजयोइ नामजोगं, सव्वे कज्जाइ साज्झेई. २२५

અર્થાત્—બીજા પહોરમાં એક ઘડી ન્યૂન અને એક ઘડી અધિક તેમજ મધ્યાન્હની બે ઘડીએ વિજયયોગ થાય છે અને તે યોગમાં કામ કરવાથી લાભ થાય છે. તે ઉપરાંત.

अत्थं गएहिं भाणो, गयणे तागइ पिक्ख एके वि;
विजयोइ नाम योगं, हवत वकज्ज सविसेसं. २२६

અર્થાત્—સૂર્યાસ્ત પછી આકાશમાં એક પણ તારો દેખાતો ન હોય ત્યાંસુધી વિજયયોગ ગણાય છે અને એવા સમયે માંગલિક કાર્ય ખાસ કરીને કરવું.

## પ્રસ્થાનનુ મુહૂર્ત્ત.

પરગામ જવાનુ નક્કી હોય પણ વિલબ થવાનો હોય ત્યારે પ્રસ્થાનુ મૂકી આવવાનો આપણામા ચાલ છે પ્રસ્થાનુ મુકવામા જે વસ્તુ હોય તે આપણી પ્રિય વસ્તુ હોવી જોઇએ હવે એ પ્રસ્થાનુ કોણે કેટલુ દૂર મૂકી આવવુ તે વિષે ખુલાસો કરતા આરભસિદ્ધિમા કહ્યુ છે કે —

प्रस्थानमन्तरिह कार्मुक पचशत्या
पाहुर्धनुर्दशकन परतश्च भूत्यै.
सामान्य (१) माडलिक (२) भूमिभुजा (३) क्रमेण,
स्यात पच सप्तदश चात्र दिनानि सीमा

અર્થાત્—પ્રસ્થાનુ પોતાના ઘરથી ૫૦૦ ધનુષ્ય ( બે હજાર હાથ ) જેટલુ દૂર રાખવુ છેવટે ૧૦ ધનુષ ( ૪૦ હાથ ) થી અધિક દૂર તો જરૂર રાખવુ, તેથી ઓછુ ન ચાલે પ્રસ્થાનુ મુકયા પછી સામાન્ય માણસે પાચ દિવસ એક સ્થાને ન રહેવું, માડલિક રાજાએ સાત દિવસ, અને મહારાજાએ દશ દિવસ ન રહેવુ અને કદાચ વધારે દિવસ નીકળી જાય તો પછી બીજુ સારૂ મુહૂર્ત્ત જોવરાવી ગમન કરવુ

## પ્રસ્થાન નિષેધ.

अ॰ मघा अमलेसा, भरणी किन्तिय विसाह उत्तरय,
अवठिमि पुन्निम अमावसि, रत्ति भू मनि गमणा न कारह. २२७

અર્થાત્—આર્દ્રા, મઘા, અશ્લેષા, ભરણી, કૃત્તિકા, વિશાખા, ત્રણ ઉત્તરા, ચૌદશ, પુર્ણિમા, અમાવાસ્યા, રવિવાર, મંગળવાર અને શનિવારે દેશાટન કરવા નીકળવું નહીં.

## મધ્યમ પ્રસ્થાન.

साइ पुव्वा रोहिणी, सवणं चित्ता धणिट्ठा सियभिसयं;
चउत्थी छट्ठी अट्ठमी, नवमी बारिसी मज्झिमसिया. २२८

અર્થાત્—સ્વાતિ, ત્રણ પૂર્વા, રોહિણી, શ્રવણ, ચિત્રા, ધનિષ્ટા, શતભિષા, ચોથ, છઠ્ઠ, આઠમ, નોમ અને બારશના દિવસે પ્રસ્થાન કરવું તે મધ્યમ ફલદાયક થાય છે.

## ઉત્તમ પ્રસ્થાન.

मिगसिर मूल पूणव्वसु, हत्था जिट्ठाइ पुक्ख अणुराहा;
रेवय अस्सणि रिक्खं, वारा ससि सुक्क गुरु बुद्धं. २२९
पडिवा बिय तिय पंचमि, दसमी एगारिसी य तिरिसिया;
सत्तमि जोगे गमणं, उत्तम कहियाइ विबुहे हिं. २३०

અર્થાત્—મૃગશીર્ષ, મૂલ, પુનર્વસુ, હસ્ત, જ્યેષ્ઠા, પુષ્ય, અનુરાધા, રેવતી અને અશ્વિની વિગેરે નક્ષત્રો; સોમ, બુધ, ગુરૂ અને શુક્ર આદિ વાર તથા ૧, ૨, ૩, ૫, ૭, ૧૦, ૧૧, ને ૧૩ એ તિથિઓના યોગમાં ગમન કરવું ઉત્તમ છે એમ વિદ્વાનોએ કહ્યું છે. દિનશુદ્ધિ ગ્રન્થમાં લખ્યું છે કે:—

" पुव्वदिसि सव्वकाल, गिद्धिनिमित्त विहार ममयम्मि,
पुस्सस्सिणी मिग हत्था, रेवड सवणा गहेअव्वा. "

અર્થાત્—કોઈપણ વખતે પૂર્વ દિશામા, ધન ઉપાર્જન અર્થે પુષ્ય, અશ્વિની, મૃગશીર્ષ, હસ્ત, રેવતી અને શ્રવણ એ છ નક્ષત્રોમા જવાથી લાભ થાય છે નારચન્દ્ર જ્યોતિષમા પણ કહ્યુ છે કે —

" चुयि नुमि चउद्दिसिइ जइ मनिवार लहनि,
एकइ कज्जिड चल्लीया, कज्ज मयाइ करंति "

અર્થાત્—ચોથ, નવમી, અને ચતુર્દશીએ શનિવાર હોય તો ભલે એકજ કામ માટે નીકળે, પણ બધા મનોરથ સિદ્ધ થાય

## તારાનુ બળ.

तारावल हि तम पक्खिर, गणिाय रिक्ख जम्म लेइ डिणरिक्खन,
नन्दोइ भाग ठविय, वद्दो अकाइ फल कहिय. २३१
उत्तम मज्भिम अपमा, तारा कहिएहिं तिविह हीरे हिं,
उत्तम चउमड नवमी, मज्भिम अट्ठमि य बीय पढम २३२
अधम तीय पण सत्तम चन्दवल तप पक्खे हि नहु होइ,
नारावल गहिय, कन विदेसि हि ज रग्गी २३३

અર્થાત્—કૃષ્ણપક્ષમા તારાનુ બળ જોવુ જન્મનક્ષત્રથી દિનનક્ષત્ર સુધી ગણતા, અને તેને નવે ભાગતા જે બાકી

રહે તેને તારા માનવી. શ્રીહીરજ્યોતિષીએ તારાના ત્રણ ભેદ પાડ્યા છે. ( ૧ ) ઉત્તમ ( ૨ ) મધ્યમ અને ( ૩ ) અધમ. ચોથી, છઠ્ઠી અને નવમી તારા ઉત્તમ છે; પહેલી, બીજી અને આઠમી તારા મધ્યમ છે; ત્રીજી, પાંચમી અને સાતમી તારા અધમ છે. કૃષ્ણપક્ષમાં ચંદ્રનું બળ કંઇ ચાલતું નથી. જેવી રીતે કોઈ સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય તો સ્ત્રી ઓશીઆળી રહે તેમ કૃષ્ણપક્ષમાં ચંદ્રની કળા ક્ષીણ થતી હોવાથી તારાબળજ ગ્રહણ કરવું જોઈએ.

## તારાનાં નામ.

शान्ता मनोहरा क्रूरा, विजया कुकुलोद्भवा;
पद्मिनी राक्षसी वीरा, आनंदा नवमी स्मृता. ૨૩૪

અર્થાત્—શાન્તા, મનોહરા, ક્રૂરા, વિજયા, કુકુલોદ્ભવા, પદ્મિની, રાક્ષસી, વીરા અને આનંદા એ પ્રમાણે નવ તારા છે અને તેનાં ફળ પણ તેનાં નામ પ્રમાણેજ જાણવાં.

## શુભાશુભ રવિ.

इग विय चउ पण सत्तम, अट्ठम नवमो य बारमो सूरो;
वाही विदेसदाइ, लाहो तिय सड दस इगारं. ૨૩૫

અર્થાત્—પોતાની જન્મરાશિથી સૂર્ય પહેલો, બીજો, ચોથો, પાંચમો, સાતમો, આઠમો, નવમો અને બારમો હોય તો અશુભ. એ સૂર્ય વ્યાધિ કરે, પરદેશ ભમાવે; બાકી ત્રીજો,

છઠ્ઠો, દશમો અને અગીયારમો હોય તો શુભ જાણવો, કાર્ય મુકે તેથી લાભ થાય

## શુભાશુભ ચન્દ્રમા

ससि जम्म करइ पुट्ठिं, बीउ मज्झिमि य तिय निवमाणा,

कीरइ कलह चउत्थ, पचम अत्थोइ ममाय ૨૩૬

छट्ठो लच्छि अप्पइ, सत्तम निवपूय अट्ठ दुहदाइ,

नवमि सिद्धि दसमं, रुद्द जय वार मिश्राय ૨૩૭

અર્થાત—પહેલો ચન્દ્રમા હોય તો પુષ્ટિ કરે, બીજો મધ્યમ પ્રકારનુ ફળ આપે, ત્રીજો રાજા તરફથી સન્માન અપાવે, ચોથો ક્લેશ કરાવે, પાચમો પૈસાનો નાશ કરે, છઠ્ઠો લક્ષ્મી પ્રાપ્ત કરાવે, સાતમો રાજસંમાન લાવે, આઠમો દુખદાયી, નવમો ને દશમો સિદ્ધિકારક, અગીયારમો જયકારી અને બારમો મૃત્યુદાયક જાણવો તેમજ—

ससि पढम तिय सड सग, दसमं इग्गार निच्च सुहदाइ,

तह धवल बीय पण नव, चन्दो चउ अट्ठ बार दुहय. ૨૩૮

અર્થાત્—પોતાની જન્મરાશિથી ચન્દ્રમા પહેલો, ત્રીજો, છઠ્ઠો, સાતમો, દશમો અને અગીયારમો જરૂર સુખ આપ્યા વિના ન રહે, વળી શુકલપક્ષનો બીજો, પાચમો અને નવમો પણ સુખદાયક જ હોય, બાકી ચોથો, આઠમો અને બારમો તો હમેશા દુખદાયકજ જાણવો

## ચન્દ્રવાસનું ફળ.

छग सिंहे धन पुव्वइ मकरे विस कन्न दक्खिणे वासो;
तुल कुंभ मिथुन पश्चिम, उत्तरि ससि मीन अलि करके. २३९
ससि सम्मुह धन लाहो, दाहिणा करएहिं सव्व संपइया,
पुट्ठेइ चन्द मरणां, वामं करएहिं धण हीणां. २४०

અર્થાત્—મેષ, સિંહ અને ધન રાશિનો ચન્દ્રમા પૂર્વ દિશામાં; વૃષ, કન્યા અને મકર રાશિનો ચન્દ્રમા દક્ષિણ દિશામાં; તુલા, કુંભ અને મિથુન રાશિનો ચન્દ્રમા પશ્ચિમ દિશામાં; મીન, વૃશ્ચિક અને કર્ક રાશિનો ચન્દ્રમા ઉત્તર દિશામાં રહે છે. સન્મુખ ચંદ્રમા હોય તો ધનનો લાભ કરે, દક્ષિણ તરફ હોય તો સર્વ સમ્પત્તિ આપે, પાછળ હોય તો મૃત્યુ કરે અને ડાબી બાજુ હોય તો ધનની હાનિ કરે.

## શુભાશુભ ભોમ.

जम्मो विय चउपण सग, अट्ठम नवमोइ वार भूम दुहं;
तिय सड दसम इगारसं, भूमो धण धन्न वहु कीरी. २४१

અર્થાત્—પોતાની જન્મરાશિથી મંગળ પહેલો, બીજો, ચોથો, પાંચમો, સાતમો, આઠમો, નવમો અને બારમો હોય તો દુઃખદાયક જાણવો; બાકી ત્રીજો, છઠ્ઠો, દશમો અને અગીયારમો હોય તો ધનધાન્યનો લાભ અપાવે.

## બુધ શુભાશુભ.

बारम इग नव पण सग, बुद्धो भयभीय सव्व कालाय,
विय तिय चउमड अट्ठम, दसम एगार बुध सुह    २४२

અર્થાત્—પોતાની જન્મરાશિથી બુધ બારમો, પહેલો, નવમો, પાચમો અને સાતમો હોય તો સર્વદા ભયપ્રદ જાણવો, બાકી બીજો, ત્રીજો, ચોથો, છઠ્ઠો, આઠમો, દસમો અને અગીયારમો હોય તો સુખકારી

## ગુરૂ શુભાશુભ.

बारसमो दसमो चउ, जम्मो सड अट्ठ तीय गुरु दुहओ,
नव बीय पण सग गारस, सुरगुरु सुह देइ वह ओय    २४३

અર્થાત્—પોતાની જન્મરાશિથી ગુરૂ બારમો, દશમો, ચોથો, પહેલો, છઠ્ઠો, આઠમો અને ત્રીજો દુ ખદાયક છે, બાકી નવમો, બીજો, પાચમો, સાતમો અને અગીયારમો બહુ જ સુખ આપનારો છે

## શુક્ર શુભાશુભ

सग बारस सट तिय नव, सुक्को भट्ठोइ सव्व कज्जाइ,
इग निय चउ पण अट्ठम, दसम एगार भिगु सुहओ    २४४

અર્થાત્—પોતાની જન્મરાશિથી શુક્ર સાતમો, બારમો છઠ્ઠો, ત્રીજો, અને નવમો હોય તો બધા કાર્યોનો નાશ કરે, બાકી પહેલો, બીજો, ચોથો, પાચમો, આઠમો અને અગીયારમો હોય તો સુખકારક થાય

## શનિ શુભાશુભ

मन्दो इग दुग चउ सग, नवमो अड दसम वार सुह हरइ;
तीओ पण सड गारस, अत्थो लाभं च रविपुत्तो. २४५

અર્થાત્—પોતાની જન્મરાશિથી શનિ પહેલો, બીજો, ચોથો, સાતમો, આઠમો, નવમો, દસમો અને બારમો હોય તો સુખનો નાશ કરે, બાકી ત્રીજો, પાંચમો, છઠ્ઠો અને અગીયારમો હોય તો ધનનો લાભ કરે.

## રાહુ કેતુ શુભાશુભ

इग विय ति पण सत्तम, अट्ठम नवमोइ वार राहु दुःखं;
चउरो सड दस गारस, राहो केउ च सुहदाइ. २४६

અર્થાત્—પોતાની જન્મરાશિથી રાહુ અને કેતુ પહેલે, બીજે, ત્રીજે, પાંચમે, સાતમે, આઠમે, નવમે અને બારમે સ્થાને હોય તો દુઃખદાયક જાણવાં, બાકી ચોથા, છઠ્ઠા, દશમા અને અગિયારમે સ્થાને હોય તો સુખ કરનાર થાય.

## નવગ્રહ રાશિ પ્રમાણ

रवि मासं इग रासि, हवइ दो दिवस सवा सिसियायं;
मास दवड्ढ मंगल, वुद्धो गसीय दिण अढारं. २४७
सुरगुरु तेरस मासं, दीहा पणवीस सुकं संखायं;
सनि मास तिस भणियं, राहो मासं च अढारं. २४८

અર્થાત્—સૂર્ય એક રાશિ ઉપર એક મહિનો રહે છે.

ચદ્રમા સવા બે દિવસ, મગલ દોઢ મહિનો, બુધ અઢાર દિવસ, ગુરૂ તેર મહિના, શુક્ર પચીસ દિવસ, શનિ ત્રીસ મહિના અને રાહુ કેતુ અઢાર મહિના એક રાશિ ઉપર રહે છે ગ્રંથાતરમા પણ કહ્યુ છે કે —

इग रासि मास निय गह, सूर बुध सुक्क दवड्ढ मगलयं,
सनि तिस तेर गुरु तम, अट्ठारह ससि सवा दो दिवस २४९

અર્થાત્—સૂર્ય, બુધ, અને શુક્ર, એ ત્રણ ગ્રહો એક રાશિ ઉપર એક એક મહિનો રહે છે મગળ દોઢ મહિનો, શનિ ત્રીસ મહિના, ગુરૂ તેર મહિના, રાહુ કેતુ અઢાર મહિના અને ચન્દ્રમા બે દિવસ એક રાશિ ભોગવે છે

## નવમાંશનુ પ્રમાણ

रवि घडिय वीस दिन तिय, इग पाय सोम पन घडियाइ,
भूमो इग पय पण दिणा, बुद्धो दिणा बीय इग पाए २५०
गुरु इग पाय पमाणा, दीहा तेयाल घडी वीसाइं
वीस घडी दिणा निय भिगु, मन्दो दिणा एग सडपाए २५१
राहोइ केतु उभयं, वासर सड्ढीयए पारहिं,
भणिय जोइस मज्झे, नवग्गह पाए पमाणम्मि २५२

અર્થાત્—સૂર્યનો પ્રત્યેક પાયો (નવમાંશ) ત્રણ દિવસ અને વીસ ઘડીનો હોય છે, ચન્દ્રમાનો ૧૫ ઘડીનો, મગળનો ૫ દિવસનો, બુધનો બે દિવસનો, ગુરૂનો ૪૩ દિવસ અને ૨૦

ઘડીનો, શુક્રનો ૩ દિવસ ને ૨૦ ઘડીનો, શનિનો ૧૦૦ દિવસનો અને રાહુ કેતુનો પ્રત્યેક નવાંશ ૬૦ દિવસનો હોય છે. જ્યોતિ:શાસ્ત્રમાં કહેલા નવગ્રહના પાયાનું પ્રમાણ એ રીતે અવધારવું.

## કયો ગ્રહ કયારે ફળ આપે ?

लग्गे य फलं रवि भू, अद्धं छेयम्मि फलई सनि चन्दं;
बुध सुक्के फल अद्धं, गुरुयं फलई उत्तरयं. २५३

અર્થાત્—સૂર્ય અને મંગળ, રાશિની આદિમાં; શનિ અને ચંદ્રમા અર્ધ રાશિ ભોગવ્યા પછી; બુધ અને શુક્ર, રાશિની મધ્યમાં; અને ગુરૂ, રાશિના ઉત્તરાર્ધમાં ફળ આપે છે.

## ગ્રહવક્રી અતિચારની દિનસંખ્યા અને ફળ

तेहुत्तरि तेवीसा, इग सउ तेरुत्तराई पइताला;
इग सय च्याला मंगल, पंच गह वक्कीय दिणमाणा. २५४
तह अईयारा भणियं, मंगल पमुहा य पनर दसहायं;
पणयाला य दसायं, अन्तो नव वीस बासरयं. २५५
भूमोई अणावुट्ठी, बुद्धो वक्कीय रस खयंकारि;
गुरु वक्कीयं सुभिक्खं, वक्की भिगु करई जण सुहयं. २५६
मन्दो वक्की कीरई, पुहवी रोराई रुंड मुंडयं;
धण धन्न वत्थ नासइ, हवए रोगं बहू लोए. २५७

અર્થાત—મંગલ ૭૩ દિવસ, બુધ ૨૩ દિવસ, ગુરૂ ૧૧૩

દિવસ, શુક્ર ૪૫ દિવસ, અને શનિ ૧૪૦ દિવસ વક્રી રહે છે મંગલ ૧૫ દિવસ, બુધ ૧૦ દિવસ, ગુરૂ ૪૫ દિવસ, શુક્ર ૧૦ દિવસ અને શનિ ૧૮૦ દિવસ અતિચારી રહે છે

મંગલ વક્રી હોય તો અનાવૃષ્ટિ કરે, બુધ વક્રી હોય તો રસનો ક્ષય કરે, ગુરૂ વક્રી હોય તો સુકાળ થાય, શુક્ર વક્રી હોય તો માણસોને સુખ થાય, અને શનિ વક્રી હોય તો પૃથ્વીમા હાહાકાર વર્ત્તાવે, ધનધાન્યનો નાશ કરે, ભારે રોગચાળો ફેલાય

## રવિવાસ ચક્ર.

रविचक्क सव्वई कज्जे, जोईज्जई सूरगिक्खट्ठवियाय,
गणियाद जम्मरिसिय, कहिय फल नागिनइ अगे  २५८

तिय सिरि तियमुहि खंधे दु, बाहू दो हत्थ दोई पण हियय,
नाही गुज्झो इग इग, जानू दो पाय सडयाय.  २५६

रवि मत्थण्ड रज्ज, वयणे ग्गमिट्ठ कन्धि निरमाण,
थानभट्ठो बाहू, चोरभय हत्थि लच्छि हिय  २६०

नहि सुह गुज्झि असुह, जाणू दिसि गमण अप्प आउ पाए,
रवि वामइ चक्क, इय भणिय पुव्वाइ जोईसिय  २६१

અર્થાત્—સર્વ કાર્યોમા રવિચક્ર જોવુ તેની રીત આ પ્રમાણે છે સૂર્ય નક્ષત્રથી જાતકના જન્મનક્ષત્ર પર્યંત ગણવા અને સ્ત્રી-પુરૂષના અંગવિભાગમા અનુક્રમે સ્થાપવા જેમકે ૩ મસ્તક ઉપર, ૩ મુખ ઉપર, ૨ ખાંધ ઉપર, ૨ હાથ ઉપર,

૫ હૃદય ઉપર, ૧ નાભિ ઉપર, ૧ ગુહ્યસ્થાન ઉપર, ૨ જાનુ ઉપર અને ૬ પગ ઉપર. પછી તેનું ફળ નીચે પ્રમાણે જાણવું. જો મસ્તક ઉપર રવિ આવે તો રાજ્ય પ્રાપ્તિ થાય, મુખ ઉપર આવે તો મિષ્ટ ભોજન મળે, ખભા ઉપર આવે તો રાજા તરફથી મોટું માન મળે, બાહુ ઉપર આવે તો સ્થાનભ્રષ્ટ થવાય, હાથ ઉપર આવે તો ચોરનો ભય રહે, હૃદય ઉપર આવે તો લક્ષ્મી પ્રાપ્ત થાય, નાભિ ઉપર આવે તો સુખ મળે, ગુહ્ય સ્થાન ઉપર આવે તો અશુભ સૂચક જાણવું, જાનુ ઉપર આવે તો વિદેશગમન કરવું પડે અને પગ ઉપર આવે તો આયુષ્યની ટુંકી મર્યાદા જાણવી. એ પ્રમાણેનું રવિવાસચક્ર પ્રાચીન જ્યોતિષીઓએ વર્ણવ્યું છે.

## ચન્દ્રવાસ ચક્ર.

ससिचक्क सवइ कज्जे, जोईज्जइ चन्द रिक्खठवियाइं;
गिणियाइं जम्म रिसियं, कहियं फल नारिनर अंगे. २६२

सड वयणे सड पुट्ठे हत्थे सडयाई गुज्झे तीयाइं;
तिय चरणे तिय कंठे, सगवीसं रिक्ख अणुक्कमसो. २६३

ससि वयणि हाणि कीरई, धनलाहो पुट्ठि हत्थि भयं निवयं;
गुज्झे हि निवमाणं, चरणं ठिय भंग कंठि सुहं. २६४

અર્થાત્—ચન્દ્રચક્ર સર્વ કાર્યોમાં તપાસવું જોઇએ. ચન્દ્ર નક્ષત્રથી જાતકના જન્મનક્ષત્ર પર્યંત ગણતરી કરવી અને પછી નરનારીના અંગવિભાગમાં નીચે પ્રમાણે સ્થાપના કરવી.

૬ મુખ ઉપર, ૮ પીઠ ઉપર, ૩ ગુહ્ય ઉપર, ૩ પગ પર, ૩ કંઠ પર. પછી તેનુ ફળ આ પ્રમાણે અવધારવુ ચન્દ્રમા મુખ પર હોય તો હાનિ કરે, પીઠ પર હોય તો ધનનો લાભ કરે, હાથ પર હોય તો રાજ્ય અપાવે, ગુહ્ય ભાગ પર હોય તો રાજા તરફથી સન્માન મળે, પગ પર હોય તો પરિભ્રમણ કરાવે અને કંઠ પર હોય તો સુખ મળે

## ભૌમવામ ચક્ર

मूचक मवइ कज्जे जोइज्जइ भूमरिक्ख ठरिखाइ,
गिणियाइ जम्म रिक्खिय, कहिय फल नारिनर अंगे. २६५
तिय वयणे तिय नयणे तिय सिर चउ करे हि दो कंठ,
हियय पण तिय गुज्झे, पाए चत्तारि सगवीस २६६
भमइ वयणा रोग, नयणे सुह होइ मत्थाए रज्ज,
करकंठ रोग धणु हियय, गुज्झे परभोग गमण पए. २६७

અર્થાત્—ભૌમચક્ર સર્વ કાર્યમા જોવુ ભૌમ નક્ષત્રથી માડી જાતકના જન્મ નક્ષત્ર સુધી ગણતા નરનારીના અંગમા ૩ મુખ પર, ૩ નેત્ર પર, ૩ મસ્તક પર, ૪ હાથ પર, ૨ કંઠ પર, ૫ હૃદયપર, ૩ ગુહ્યાંગ પર, અને ૪ પગપર અનુક્રમે સ્થાપવા પછી તેનુ ફળ નીચે પ્રમાણે જાણવુ ભૌમ જો મુખપર આવે તો રોગનુ સૂચન કરે, નેત્ર પર આવે તો સુખ આપે મસ્તક પર આવે તો રાજ્ય મળે, હાથ અથવા કંઠ પર આવે તો રોગ થાય, હૃદય પર આવે તો ધનપ્રાપ્તિ થાય,

ગુહ્ય સ્થાન પર આવે તો પરસ્ત્રીલંપટ અને સ્તન પર ઉપર આવે તો દેશાટન કરાવે.

## બુધવાસ ચક્ર.

बुहचक्क सवइ कज्जे, जोइज्जइ बुहरिक्ख गणियाइं,
गणियाइं जन्म रिक्खं, कहियं फल नाणिनर श्रंगे. ३६८
चउरो सिरि तिय वयणं, चउकर वामे हि चउकरे दाहिणे;
पण हियय इग गुज्झे, तिय तिय पय वाम दाहिणे हि. ३६९
बुध सिरे भू हवइ, वयणे मिठन्न वाम कर कंठे;
कर दाहिण हियए सुह, गुज्झे रोगं पये भमणं. ३७०

અર્થાત્—બુધચક્ર સર્વ કાર્યમાં જોવું. બુધ નક્ષત્રથી લઈ જાતકના જન્મનક્ષત્ર સુધી ગણતા અને પુરૂષના અંગ ઉપર અનુક્રમે ૪ મસ્તક ઉપર, ૩ મુખ ઉપર, ૪ ડાબા હાથ ઉપર, ૪ જમણા હાથ ઉપર, ૫ હૃદય ઉપર, ૨ ગુહ્ય અંગ ઉપર, ૩ ડાબા પગ ઉપર, ૩ જમણા પગ ઉપર સ્થાપવા. પછી તેનું ફળ નીચે પ્રમાણે જાણવું. બુધ જો મસ્તક પર હોય તો રાજપ્રાપ્તિ કરાવે, મુખ પર હોય તો મિષ્ટાન્ન પ્રાપ્તિ કરાવે, ડાબા હાથ, કંઠ, જમણા હાથ અથવા હૃદય પર હોય તો સુખ મળે, ગુહ્ય સ્થાન પર આવે તો રોગ થાય અને પગ ઉપર આવે તો દેશભ્રમણ કરાવે.

## ગુરૂવાસ ચક્ર.

गुरुचक्क सवइ कज्जे, जोइज्जइ गुरुरिक्ख गणियाइं;

गिणियाद जन्म गिमिय, कहिय फल नारिनर अंगे. २७१
चउ सिरि चउकर दाहिणी, कंठ दग पग हिएहिं सङपाग,
चउगे हि वाम करय, नयणे निय रिक्ख मगवीमं. २७२
गुरू मत्थए हि लाभ, दाहिण कर कंठ हियय कल्लाण,
पाए विदेसगमण, वामकर असुह नयण सुहं २७३

અર્થાત—આગળ કહી ગયા તેમ નક્ષત્ર ગણી સ્ત્રી-પુરૂષના અંગ ઉપર નીચેના અનુક્રમે સ્થાપન કરવા, ૪ મસ્તક ઉપર, ૪ જમણા હાથ ઉપર, ૧ કંઠ ઉપર, ૫ હૃદય ઉપર, ૬ પગ ઉપર, ૪ ડાબા હાથ ઉપર, ૩ નેત્ર ઉપર પછી તેનુ ફળ નીચે પ્રમાણે જાણવુ ગુરૂ મસ્તક ઉપર હોય તો લાભ કરાવે, જમણા હાથ ઉપર, કંઠ ઉપર અથવા હૃદય ઉપર હોય તો કલ્યાણ કરાવે, પગ ઉપર હોય તો વિદેશગમન કરાવે, ડાબા હાથ ઉપર હોય તો અશુભ અને નેત્ર ઉપર હોય તો સુખડાયક નીવડે

## શુક્રવાસ ચક્ર.

भिगुचक्क सनड कज्जे, जोडज्जड सुक्करिक्ख ठवियाई,
गिणियाइ जम्मरिमिय, कहिय फल नारिनर अंगे. २७४
तिय मुह पण सिरय, मइ पाए चउ करे हि दक्खणय,
हियये तीय ठनेय, चउकर वामे हि तिय गुज्झं. २७५
भिगु वयणे मणुनामा, मत्थय लाभ च पाइ दुहदाह,
कर दाहिणाइ हियय, वाम कर गुज्झे जय लाभ. २७६

અર્થાત્—આગળ કહી ગયા તેમ નક્ષત્ર ગણી સ્ત્રી-પુરૂષના અંગવિભાગમાં નીચેના અનુક્રમે સ્થાપવાં. ૩ મુખ ઉપર, ૫ મસ્તક ઉપર, ૬ પગ ઉપર, ૪ જમણા હાથ ઉપર, ૨ હૃદય ઉપર, ૪ ડાબા હાથ ઉપર, અને ૩ ગુહ્ય ભાગ ઉપર. પછી તેનું ફળ નીચે પ્રમાણે જાણવું. શુક્ર જો મુખ ઉપર હોય તો ધનનો નાશ કરે, મસ્તક ઉપર હોય તો લાભ કરે, પગ ઉપર હોય તો દુઃખદાયક થાય, જમણા હાથ ઉપર, હૃદય ઉપર, ડાબા હાથ ઉપર હોય તો વિજય મળે.

## શનિવાસ ચક્ર.

सनिचक्क सवइ कज्जे, जोइज्जइ मन्दरिक्ख ठवियाइं;
गणियाइं जन्म रिसीयं, कहियं फल नारिनर अंगे. २७७

इग मुहि चउ दक्खिण करि, पाए सड एहि वाम कर चउरो;
पण हियए तीयं सिरि, लोयण बीए हि गुज्झ दुगं. २७८

सनि वयणे इ विरोधं, दक्खिण करि खेम पाइ परिभमणं;
वाम करे चल चित्तं, हियए हेलाइं सुह हवई. २७९

मत्थंइ भूवमाणं, लोयंण सोहग्ग गुज्झि किं असुहं;
सनिवासय चक्कं, इय भणियं पुव्वाइ जोइसियं. २८०

અર્થાત્—આગળ કહી ગયા તેવીજ રીતે નક્ષત્ર ગણી સ્ત્રી-પુરૂષના અંગવિભાગમાં અનુક્રમે આ પ્રમાણે સ્થાપવા:- ૧ મુખ ઉપર, ૪ જમણા હાથ ઉપર, ૬ પગ ઉપર, ૪ ડાબા

હાથ ઉપર, ૫ હ્રદય ઉપર, ૩ મસ્તક ઉપર, ૨ નેત્ર ઉપર, અને ૨ ગુહ્યાગ ઉપર પછી તેનુ ફળ નીચે પ્રમાણે જાણવુ જો શનિ મુખ ઉપર હોય તો વિરોધ કરાવે, જમણા હાથ ઉપર હોય તો સુખ અપાવે, પગ ઉપર હોય તો પરિભ્રમણ કરાવે, ડાબા હાથ ઉપર હોય તો ચિત્તમા ચ ચળતા પ્રેરે, હ્રદય ઉપર હોય તો સુખ આપે, મસ્તક ઉપર હોય તો રાજસન્માન મળે, નેત્ર ઉપર હોય તો સુખની પ્રાપ્તિ થાય અને ગુહ્યભાગ ઉપર હોય તો અશુભ સમજવુ આ શનિવાસ ચક્ર પણ પ્રાચીન જ્યોતિષીઓએજ વર્ણવ્યો છે

## શનિદૃષ્ટિ તિથિ ફળ.

इग विय तिय पुव्वे सनि, चउत्थी पचमिय छट्ठि दक्खणाय,
मग अड नवमी पच्छिम, उत्तरि दह रुद्द वारिमिया   २८१

અર્થાત્—પડવો, બીજ અને ત્રીજે પૂર્વ દિશામા, ચોથ, પાચમ ને છઠ્ઠે દક્ષિણ દિશામા સાતમ, આઠમ ને નવમીએ પશ્ચિમ દિશામા, અને દશમ, અગીયારસ તથા બારશે ઉત્તર દિશામા શનિની દૃષ્ટિ હોય છે

## રાહુ કેતુ વાસ ચક્ર.

तमचक्क मगइ कज्जे, राहुरिक्ख ठवियाइ,
गिणियाइ जम्मरिसिय, कहिय फल नारिनर अग्गे   २८२
तिय मुहि तिय कर सड पय, हियय पण तिय सिरम्मि चउचक्खू,
तिय गुज्झे मगवीम, जह गहो भणिय नह केउ   २८३

राहोइ मुहिय रोगं, दुक्खिरणा करगहिं सुहं आगमणं;
पाए विदेस भमणं, हियए बहु खाससासं च. २८४
मत्थेइ राइदंडइ, सत्तूखय चक्खू गुज्झि गिहकलहं;
तम वासइ चक्कं, इय भणियं पुव्वाइ जोइसियं. २८५

અર્થાત્—આગળ કહી ગયા તેમ નક્ષત્ર ગણી સ્ત્રી-પુરૂષના અંગવિભાગમાં અનુક્રમે આ પ્રમાણે સ્થાપવા:-૩ મુખ ઉપર, ૩ હાથ ઉપર, ૬ પગ ઉપર, ૫ હૃદય ઉપર, ૩ મસ્તક ઉપર, ૪ નેત્ર ઉપર અને ૩ ગુહ્ય ઉપર. તેનું ફળ જાણવાનો પ્રકાર આ રીતે-રાહુ મુખ ઉપર હોય તો રોગ થાય, જમણા હાથ ઉપર હોય તો સુખ કરે, પગ ઉપર હોય તો પરિભ્રમણ કરાવે, હૃદય ઉપર હોય તો શ્વાસ કે ખાંસીનું દર્દ કરે, મસ્તક ઉપર હોય તો રાજ્ય તરફથી દંડ કરાવે, નેત્ર ઉપર હોય તો શત્રુનો ક્ષય કરે, અને ગુહ્ય ઉપર હોય તો ઘરમાં જ કલેશ કરાવે. આ રાહુચક્ર પ્રાચીન જ્યોતિષીઓએ કહ્યું છે. વળી આ સ્થાને જ્યાં જ્યાં રાહુચક્ર કહ્યો છે ત્યાં ત્યાં કેતુચક્ર પણ સમજી લેવાનો છે.

## ચન્દ્રાવસ્થા.

परवास नट्ठ मरणं, जय हासो रइ य कीड निद्दाय;
भुगत जरा कंपोयं, सुच्छिट्ठय बार सम ससि वच्छा. २८६
घडि दह इग पल पनरस, गणियं परवास रासि मेसाइ;
पणतीसा सउ ससि घडी, नामं परिणाम सरिस फलं. २८७

અર્થાત્—ચદ્રની બાર અવસ્થા છે-( ૧ ) પ્રવાસ, ( ૨ ) નષ્ટ ( ૩ ) મરણ ( ૪ ) જય ( ૫ ) હાસ્ય ( ૬ ) રતિ ( ૭ ) ક્રિડા ( ૮ ) નિદ્રા ( ૯ ) ભુક્ત ( ૧૦ ) જ્વર ( ૧૧ ) કંપ અને ( ૧૨ ) સુસ્થિત સામાન્ય રીતે ચદ્ર, રાશિ ૧૩૫ ઘડી ભોગવે છે તેને બારે ભાગવાથી ૩ ઘડી અને ૧૫ પળ નીકળે આટલો વખત પ્રત્યેક અવસ્થા ટકે છે મેષનો ચદ્ર હોય તો પ્રવાસથી ગણુતરી કરવી, વૃષનો ચદ્ર હોય તો (૨) નષ્ટથી, મિથુનનો ચદ્ર હોય તો ( ૩ ) મરણથી અને મીનનો ચદ્રમા હોય તો ( ૧૨ ) સુસ્થિતથી આરભી બાર અવસ્થા ગણવી દરેક અવસ્થાનુ ફળ તેના નામ પરથીજ જણાઇ આવશે

ઇતિ જ્યોતિષ સારે પ્રથમ પ્રકીર્ણક.

# આત્મ કલ્યાણ માટે અવશ્ય વાંચો !

"**મહાવીર જીવન વિસ્તાર સચિત્ર**—મનુષ્ય માત્રના આત્માનો ઉદ્ધાર કરનાર મહાન્ આદર્શ ગ્રંથ" આજથી આ ભારતભૂમિમાં ૨૫૦૦ વર્ષ ઉપર થઇ ગયેલા "જૈન" ધર્મના મહાનમાં મહાન પ્રવર્તક **શ્રી મહાવીરદેવ.** આ જૈન મહાવીર દેવનું—કહો કે જગતના પેગમ્બરોમાંનો એક મહાનમાં મહાન "પેગમ્બર" નું જીવન ચરિત્ર જાણવા માટે દુનીઆનાં મનુષ્યો આતુર હોય તેમાં નવાઇ નથી, પણ દિલગીરી સાથે જણાવવું પડે છે કે તેમના ભકતોએ કે ઐતિહાસીક શોધખોળ કરનાઓએ તેમનું જીવન વૃતાન્ત મેળવવા માટે પ્રયત્ન કર્યો નથી અને તેના અભાવે આજે આ મહાન પુરૂષના આદર્શનો લાભ જગતનાં મનુષ્યો લઇ શકયા નથી, પણ વર્તમાન આ મહાન પુરૂષનું જીવન ચરિત્ર જાણીતા લેખક રા. રા. **સુશીલે** તૈયાર કરી તેનું નામ **મહાવીર જીવન વિસ્તાર** આપી, જાણીતા બુકસેલર મેસર્સ. મેઘજી હીરજીની મારફતે પ્રગટ કરાવેલ છે. તેની કિંમત રૂા. ૨–૦–૦

"આ ગ્રંથ માટે જૈન સાક્ષરરત્ન **મોહનલાલ. દ. દેશાઇનો**"

## અભિપ્રાય.

આ ગ્રંથ સુરમ્ય, ચિત્તાકર્ષક, બોધપ્રદ અને શૌર્યાન્વિત ભાષા શૈલીમાં વિચારપૂર્વક રા. સુશીલે રચ્યું છે, કે તે એક વખત વાંચવા લીધું તો પડતું મુકવું ન જ ગમે એમ અમને છાતી ઠોકીને કહેવામાં કશો બાધ આવતો નથી."